# મદાલસા

એક ખંડ કાવ્ય

લેખક

ગોવિન્દ હ. પટેલ

ધર્મજ



પ્રકાશક

ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ · વડોદરા

# મદાલસા

· એક ખંડ કાવ્ય ·

લેખક

ગોવિન્દ હ. પટેલ
ધર્મજ

•

वन्देमहि च तां वाणी-
ममृतामात्मनः कलाम्।

•

પ્રકાશક
ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ · વડોદરા

પ્રથમાવૃત્તિ * પ્રત ૧૦૦૦

કિમ્મત દસ આના

ફેબ્રુઆરી ૮ ૧૯૩૯

નીચેના સ્થળેથી પણ મળી શકશે:
પુસ્તકાલય સહાયક સ. મં. લિ; વડોદરા







મુદ્રક • ચિમનભાઇ ફીશીભાઇ પટેલ • દેશબન્ધુ પ્રિન્ટિંગ પ્રેસ • આણંદ
પ્રકાશક - ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ • એડવોકેટ
નંદાનંદ • અલકાપુરી • વડોદરા

## : અર્પણ :



આ સંસારસમુદ્રમાં મનુજનાં અત્યલ્પ બિન્દુ રહ્યાં,
તે યે ક્યાં ભયરાગદ્વેષઅનલે શોષાય ના નિત્યનાં?
તેવા તાપમહીં પ્રફુલ્લ રહતાં કો સંયમી વીરલ,
જેની માત્ર અમીભરી નજરથી ઉત્થાન પામે શવ.

× × ×

પૂજ્યશ્રી! પળ પૂર્વની સ્મરણમાં જે ના મને ભાનની,
ચિન્તા લક્ષ બની સ્વના ઉરતહીં, આ મર્ત્યના ઇષ્ટની.
અન્તે ખાસ ન તર્ત આશ રહતાં, જેને દીધું નામ, તે
તે આત્મા પુનિતે, ચીતે જ અધની નિર્વાકની કૃતિ તે.

· ગોવિન્દ ·



# નિવેદન

**આ પદ્મર્ષ** (મેવાડના પુનરોદ્ધારક મહારાણા હમીરસિંહના જીવન પર યોજાએલું ખંડ કાવ્ય)નું સંશોધન પૂરું થયા બાદ તેને આ કાવ્ય સાથે એક જ પુસ્તકમાં બહાર પાડવા ધારણા હતી દરમિયાન મારા સત્સ્નેહી ભાઇશ્રી પુરુષોત્તમદાસ જેમણે શ્રી. મહાશયજીનાં કાવ્યોના પ્રકાશનની શરૂઆતથી અત્યાર સુધી એક સરખો ઉત્સાહ દર્શાવ્યો છે, તેમણે અતિ ઉત્કંઠાથી એકાએક આ એક જ કાવ્યને મુદ્રણાલયમાં મોકલાવી દઇ મને પત્રથી સમાચાર આપ્યા. સ્નેહની સરમુખત્યારીનો વિજય એ જ જાણે આ કાવ્યનું પ્રકાશન.

કોઇ પણ પ્રકારના પરિચય સિવાય વસ્તુસ્થિતિ રજૂ કરતાં "બે બોલ" લખવાનું સ્વીકારી શ્રી. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી, એમ. એ. (પ્રોફેસર - અંગ્રેજી અને ગુજરાતી. એમ. ટી. બી. કોલેજ, સુરત) એમણે પ્રકાશનને ભાગ્યશાળી બનાવ્યું છે, તે બદલ તેમનો હાર્દિક આભાર.

ધર્મજ વી. એન. હાઇસ્કૂલના અધ્યાપક ભાઇશ્રી ઓચ્છવલાલ બી. શાહ, B. A. (Hons.) એમણે કાવ્ય પરના અનુરાગવશ ઘણા જ ખંતપૂર્વક ટિપ્પણ તૈયાર કર્યું છે. એમનો આ પરિશ્રમ કાવ્ય સમજતાં વાંચકની સુગમતામાં સહાયભૂત થાય. એ જ એમની સાથે મારી પણ અભિલાષા. કાવ્યનો ટૂંક પરિચય યથાસ્થાને અપાયો છે.

છાપકામને અંગેની જવાબદારી 'શ્રી ગીતમંજરી ગ્રન્થાવલિ'વાળા ચિત્રકાર ભાઇશ્રી ઉમિયાશંકર ઠાકર એમણે સ્વીકારી, ભાઇશ્રી ત્રિભુવનદાસના સહકારને વધુ વેગવાન બનાવ્યો છે. એ બદલ આ બન્ને ભાઇઓને ધન્યવાદ આપતાં વિરમુ છું.

નંદાનંદ, અલકાપુરી,<br>
વડોદરા

વિનીત<br>
પ્રકાશક

## લેખકનાં અન્ય પ્રસિદ્ધ પુસ્તકો :

| | | |
|---|---|---|
| સંવાદગુચ્છ | (પ્રથમપુષ્પ) | ૨—૮—૦ |
| સંવાદગુચ્છ | (દ્વિતીયપુષ્પ) | ૧—૮—૦ |
| હૃદયધ્વનિ | (નાદ ૧—૨) | ૦—૮—૦ |
| હૃદયધ્વનિ | (નાદ ૩—૪) | ૦—૮—૦ |
| આત્મોદ્ગાર | | ૦—૪—૦ |
| જીવનપ્રકાશ | | ૧—૦—૦ |

અર્જુન — ઉર્વશીનું પૌરાણિક અને ચંદાવત — વિજયાનું ઐતિહાસિક એમ બે ખંડ કાવ્યો

| | |
|---|---|
| તપોવન | ૦—૧૨—૦ |

સાવિત્રી — યમનું પૌરાણિક અને ગુરુ ગોવિન્દસિંહ — બન્દાજીનું ઐતિહાસિક એમ બે ખંડ કાવ્યો



### — અપ્રસિદ્ધ —

સંવાદગુચ્છ (ત્રીજું પુષ્પ)

આપદ્ધર્મ (મેવાડના પુનરોદ્ધારક મહારાણા હમીરસિંહના જીવનમાંના એક પ્રસંગ પરત્વે ઐતિહાસિક ખંડ કાવ્ય)

# બે બોલ



ગ્રીક પુરાણમાં કવિ ઑર્ફિયૂસની એક સુંદર કથા છે. તે મહા સંગીતકાર હતો અને થ્રેસમાં યુરીડિસી નામની અપ્સરાને પરણ્યો. સાપ કરડવાથી તેનું મૃત્યુ થતાં તે તેની પાછળ પાછળ યમલોકમાં ગયો. પોતાના સંગીતથી મૃત્યુદેવને રીઝવી તે પ્રિયાને પાછી તો મેળવી શક્યો; પણ કપરી શરતે કે મૃત્યુલોકમાં પહોંચતાં લગી અનુસરતી પ્રેમદા તરફ તેણે પાછું વળી જોવું નહિ. પતિની ધીરજ ક્યાં લગી રહે? આટલા શ્રમથી પ્રાપ્ત થએલી પ્રિયા ખરેખર પાછળ આવે છે કે કેમ તે જોવા તે ફર્યો ત્યાં તો યુવતી અલોપ થઇ યમલોકમાં સીધાવી.

ઝ્યૂસની પુત્રી પર્સીફોનીની કંઇક જુદી કથા છે. તેને યમલોકમાં, પાતાળમાં, પાતાળનો દેવ હરી ગયો હતો, ત્યાંથી તેની માતાએ તેને પાછી પ્રાપ્ત કરી હતી. પર્સીફોનીનું ધ્યાન ખેંચે એવું લક્ષણ એ હતું

કે યમલોકમાં ગએલા જીવો ઉપર તથા તેના પતિ ઉપર તેની ભારે પ્રભુતા હતી.

પાશ્ચાત્ય પુરાણુની આ કથાઓ સરસ છે અને રૂપક ગણીએ તો ખૂબ રહસ્યમય છે. આપણી મદાલસાની કથા મૂળે કોઇ રહસ્યમય રૂપક હશે એમ તર્ક કરું છું. પણ સંસ્કૃત ગુજરાતી પુરાણીઓને કથાઓ વધારવા ને બગાડવાની કળા સિદ્ધ હતી. મૂળ માર્કણ્ડેય પુરાણમાં જ ઉપદેશનો ભાર આવતાં મદાલસાનું આખ્યાન કથા લેખે કથળે છે. પ્રેમાનંદની સહજ રસિકતાએ એ ઉપદેશનો ભાગ તેના પ્રથમ આખ્યાનમાંથી કાઢી નાખ્યો અને "વાત ચાલી ચૌદ લોકમાં, જે મોઈ જીવી નાર રે" ત્યાં વાજબી રીતે વાત પૂરી કરી. પાછળથી માર્કણ્ડેય પુરાણનો આખો અનુવાદ કરતી વખતે મૂળની ઉપદેશાત્મક સામગ્રી તેને (બીજા કોઇએ બાકીનો ભાગ લખ્યો હોય તો જુદી વાત છે) ભરવી પડી. ખરી રીતે આ મદાલસા આખ્યાનમાં વૈરાગ્યના ઉપદેશ માટે સ્થાન નથી. મદાલસા જેવું મનોહર પાત્ર, જેના સૌન્દર્ય અને પ્રેમના બળે જ ઋતુધ્વજ ઘેલો થયો અને તેને પુનઃ પ્રાપ્ત કરવા પ્રેરાયો, તે સંસારની, નામરૂપની પોકળતા ઉપર પ્રવચન કરે તે કલાની દૃષ્ટિએ વરવો અંશ છે. વળી એ ઉપદેશમાં પણ ફિલસૂફીની ગંભીર ઉદાત્તતા કરતાં મસાણિયું તત્ત્વ વિશેષ છે. આ કાવ્યના લેખક શ્રી. પટેલ માટે વસ્તુસ્થિતિ જુદી છે. મદાલસાની વાર્તા કરતાં તેના ઉપદેશથી, ઉપદેશમાં રહેલા સંગીન અને ઉપયોગી તત્ત્વથી તે આકર્ષાયા છે.

મદાલસાના ઇતિવૃત્તમાં પ્રેમાનંદ માર્કણ્ડેય પુરાણને અનુસર્યો નથી. "મૂળમાં પાતાલકેતુ મરાયો છે ત્યારે અહીં (પ્રેમાનંદમાં)

તાલકેતુ મરાયો છે. મૂળમાં મૃત્યુ અટકાવવા કામધેનુનું વરદાન છે ત્યારે અહીં હરણ થતાં પાર્વતીનું વરદાન છે.... મૂળમાં તાલકેતુ મદાલસાનું મરણ સાધવાને એક યુક્તિ કરે છે ત્યારે અહીં પાતાલકેતુ બીજી જ યુક્તિ કરે છે.” (પ્રા. કા. મા માર્કણ્ડેય પુરાણનું ગ્રંથ-વિવેચન). શ્રી. ગોવિન્દભાઇ પટેલ પ્રેમાનંદને અનુસર્યા છે, જો કે મૂળ સંસ્કૃત કથાને અનુસરવામાં કશો બાધ ન હતો. એકાદ વિગતમાં પ્રેમાનંદથી પણ જુદા પડ્યા છે; પણ મદાલસાની કથાને નવીન રીતે તેમણે રજૂ કરી છે. આ બોધપ્રધાન સંવાદકાવ્ય છે. સંસ્કૃત મૂળમાં કથા અને બોધનો મેળ નથી. કથા મુખ્ય કે બોધ તે સમજાતું નથી. આ કાવ્યમાં બોધ, જિંદગી સંબંધી વિચારણા જ પ્રધાન અંગ છે, કથા ગૌણ છે અને તે કથા પણ પ્રસંગ મળતાં ખુલાસા રૂપે કહેવાતી હોય, ભૂમિકા રૂપે રજૂ થતી હોય એમ આવે છે. વળી શ્રી. પટેલની કલાદૃષ્ટિને મદાલસાનું પ્રેમસમર્પણ અને યૌવનમાં ઋતુધ્વજ માટે તાલાવેલી અને તેના પુત્રોને ઉપદેશ એ બે વચ્ચે કંઇક અસંગતિ સમજાઇ તો છે. ઋતુધ્વજ કહે છેઃ—

શાથી તું ઉપહાસ આજ કરતી અર્પું સ્મૃતિ પૂર્વની,  
જ્યારે કેદ પડેલ શત્રુગૃહમાં જ્યાં હુંફ ના કોઇની.  
ને ના નિર્ભય પ્રાણ, ત્યાં પ્રથમ તું જોતી હતી મુજને  
ત્યારે જે હૃદયે હતી ઉછળતી તે લાગણી ના સ્મરે? ૧૯૪

જીવનસ્રોત સંયોજે ઊર્મિ શિવસિંધુથકી,  
ઊર્મિપ્રવાહ એ દૈવી તજી દે તું તજાવતી. ૧૯૭

અરણ્યે આત્મનું શ્રેય થાય, એ સત્ય તો તુંથી;  
થએલું કેટલું પ્રિયે! જો, કર તુલના પુત્રથી. ૨૬૩

શ્રી. પટેલે સંસ્કૃત પુરાણ અને પ્રેમાનંદના અનુવાદના ઉપદેશમાંથી જુગુપ્સાજનક તત્ત્વ કાઢી નાખ્યું છે અને બંને પક્ષની દલીલોને વજનદાર, સાચી બનાવી તેમાં ગૌરવ આણ્યું છે.* શ્લિષ્ટ છંદરચના (આ ગણનામાં ચિત્રબંધને છોડી દઇશું) અને શિષ્ટ ભાષાએ એ ગૌરવમાં વધારો કર્યો છે.

વળી આ દલીલો એ વકીલ કરતા હોય એવી નથી. માતા પોતાનાં બાળકને સંસારત્યાગ શીખવે એ વાત જ જૂઠાણું છે એમ માનીએ તો તો રચનાના પાયામાં જ જીવંત અંશનો અભાવ કલ્પવો પડશે. પણ ભારતમાં એવી અપવાદરૂપ માતાઓ થઇ હોવાનો સંભવ છે અને એટલો સંભવ સ્વીકારીએ તો પછી આ ગંભીર વાર્તાલાપ વકીલોનો નહિ પણ પતિપત્નીનો છે અને એમની દલીલોમાં આદર અને પ્રેમ રંગ પૂરે છે તે સમજાશે.

> સાવિત્રી પતિ સત્યવાનવપુમાં લાવી પુનર્ પ્રાણ તે
> પામી લોકઉરેથી પ્રેમકુસુમો ને નામ આજે રહે.
> એણે તો શબને સજીવ બનવ્યું, પાસે ન તે યે છતાં–
> આપે તો અવશેષ ભસ્મઅણુને મારા રૂપે ફેરવ્યાં. ૨૩૯

કેટલીક વિચારલહરીઓ સબળ હોવાથી વા આકર્ષક રીતે રજૂ થવાથી મનમાં રમી રહે છે.



* જુઓ શ્લોક ૨૨, ૨૩; સરખાવો પ્રેમાનંદ કડવું ૭૮, કડી ૧૬

૨૧૭૮૧

ઋતુધ્વજ :

સાચું છે શું દુઃખથી ડરતાં દુઃખથી મુક્તિ લાધી?
સાચું છે શું સુખરટનથી સુખની શાન્તિ આવી?
સાચું એ ના અભય બનવું દુઃખને ભેટવામાં?
સાચું એ ના સુખ સમય કો લેશ ઉપેક્ષવું ના? ૧૮૧

* * *

મદાલસા:

સ્વભાવથી વર્તનથી વિચારે,
સંકલ્પ, ઇચ્છા મતિના પ્રમાણે;
સંતાનને દાનવ – દેવરૂપ
નિઃશંક માતા બનવી રહેલ. ૨૧૮

* * *

ચરાચરે જે નિજરૂપ રેલે,
પ્રત્યેક તેની અમીધાર પામે.
ચાહે મહાત્મા સહુ તે ચહું હું
શે પુત્ર બંદી પળ એક રાખું? ૨૨૧

માતા! આ પ્રેમ શબ્દે જે, સંબોધે બાળ મુજને;
અન્ય માતા પછી તેને સ્વપ્ન મધ્યેય સંભવે? ૨૨૨

આવી દલીલમય બોધક કવિતામાં ઊંચી રસસિદ્ધિને ઓછો અવકાશ છે; પણ આ કાવ્ય વાંચતાં એટલું તો જરૂર સમજાશે કે આનો લેખક ચિન્તનશીલ કવિ છે અને તેમણે બને તેટલી દીપ્તિ ઉપદેશને આપી છે. પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણનો મસાણિયો અને ગ્રામ્ય ઉપદેશ શ્રી. પટેલે સંસ્કારી, શિષ્ટ અને ગૌરવવાળો બનાવ્યો છે અને "તારો તો ચિર વાસ તાત! ગગને"નું સ્મરણ જગાડવામાં તે સફળ થયો છે.

તા. ૨૮ : ૧ : ૧૯૩૯ વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી



# કાવ્યપરિચય

**વ્યવહાર** અને પરમાર્થ બન્નેને સંયોજનાર, જગત અને જગન્નાથ વચ્ચે સેતુરૂપ થઈ સર્વ પ્રકારે: નિર્ભયતા આપનાર, પ્રભુતાની પ્રેરક અને સંરક્ષક કોઇ શક્તિ:— કોઇ ભાવના સંસારના જીવનકલહમાં હોય; તો તે વિરાગની — નિરાસક્તપણાની જ છે.

એક કાળ હતો, કે જ્યારે આ પુણ્યભૂમિની સ્ત્રીઓ પણ દૈવી જીવનમાં પુરુષોની સાથે સ્પર્ધા કરતી હતી; ત્યારે ગૃહ, કુટુમ્બ, સમાજ અને દેશના બાહ્યાન્તર જીવનમાં એક આદર્શસિદ્ધ રમણી – એક આદર્શમૂર્તિ માતા – પોતામાંની મહદ્‌શક્તિના પ્રકટીકરણે મહત્પદે બિરાજતી હતી.

ઉત્તમોત્તમ વૈભવવિલાસના ચાલુ સેવન છતાં – સમ્બન્ધ માત્રના ઉચિત પાલન છતાં, સર્વનાથી પર – સર્વનાથી અસંગપણે હૃદયસ્થ પ્રભુતાને કેમ ભોગવી અને ભોગવાવાય છે; તેનું પરમોજ્જ્વલ દષ્ટાંત પુરાણપ્રસિદ્ધ મહાસતી મદાલસા પોતાના પુણ્ય જીવનથી અનુપમ પ્રકારે બતાવી રહી છે.

ભગવાન શંકર જેવા આચાર્યદેવ શંકરે પણ જેના માતૃપદની ધન્યતાને 'મદાલસા સ્તોત્ર'રૂપે પ્રસંશી પુષ્પાંજલિ સમર્પી છે, રામતીર્થ જેવા નિજાનંદમસ્ત અવધૂતે પણ જેના માતૃપદનાં યશોગાન મુક્તકંઠે ગાયાં છે, જે આત્મપ્રાણ માતાએ સાત સાત પુત્રોને સંસારના જ નહિ પણ બ્રહ્મસામ્રાજ્યના નિરંકુશ ભોક્તા કરી આઠમા અલર્કને પણ રાજર્ષિપદે સ્થાપિત કર્યો છે; એ અનુપમ માતા મદાલસાનું સ્થાન માતૃજગતમાં તો સૂર્યસમું છે – સ્મરણવંદ્ય છે. મહાસતી મદાલસાના જીવનપ્રતિ કરાએલા દષ્ટિપાતનું પરિણામ તે જ આ કાવ્યનો ઉદ્‌ગમ.

મુનીશ્વર ગાલવથી દેવેન્દ્ર પ્રીત્યર્થે આરંભાતા પ્રત્યેક યજ્ઞનો ધ્વંસ કરવામાં ધ્વજકેતુ દાનવના બે પુત્ર તાલકેતુ અને પાતાલકેતુ અગ્રેસર હતા. અંતે ગાલવમુનિ દેવેન્દ્ર પર ક્રોધિત થતાં તેમના ક્રોધ શમનઅર્થે સુરેશ્વર, દેવર્ષિ નારદને અકુંઠિત ગતિવાળો દૈવી અશ્વ આપી ગાલવ પાસે મોકલે છે. ગાલવ તે અશ્વ અયોધ્યેશ્વર શત્રુજિતના યુવરાજ ઋતુધ્વજને સમર્પી સાથે યજ્ઞસંરક્ષણનો ભાર પણ સોંપી પોતે પુનઃ યજ્ઞની શરૂઆત કરે છે.

યજ્ઞ ચાલુ થયાના સમાચાર નારદ પોતે જ દાનવબંધુઓને પાઠવે છે. યુદ્ધમાં તાલકેતુ પડતાં પાતાલકેતુ અદૃશ્ય બની પ્રાણ રક્ષવા પલાયન કરે છે. ઋતુધ્વજ પુનઃ આશ્રમે પાછો આવે છે.

પ્રાણભયે આકાશમાર્ગે પ્રયાણ કરતો પાતાલકેતુ, ગાંધર્વપતિ વિશ્વાવસુની પુત્રી મદાલસાને બાગમાં વિહાર કરતી જોતાં મોહવશ તેનું હરણ કરી જાય છે.

એક યજ્ઞશત્રુ જીવંત રહી જવાના સમાચાર ગાલવને અપાતાં ઋતુધ્વજને પુનઃ ઉત્તેજીત કરી અસુર પાછળ મોકલે છે. પાતાલકેતુની ગેરહાજરીમાં મદાલસાની રક્ષિકા પ્રાણરક્ષણના ભયે મદાલસાને ઋતુધ્વજના હાથમાં સોંપી દે છે, અને ત્યાં જ મુનીશ્વર નારદ તેમનું ગાન્ધર્વ લગ્ન કરે છે. બન્ને ગાલવ પાસે આવી તેમના આશીર્વાદ સાથે અયોધ્યા જાય છે. આ સમાચાર શત્રુજિતે વિશ્વાવસુને મોકલતાં તે આવીને કન્યાદાન દઈ જાય છે.

લગ્ન પ્રસંગે મહાસતી મદાલસા પતિના હાથે મણિ બાંધતાં કહે છે કે આપના વિના આ મણિનું દર્શન મને થશે, તો મારા પ્રાણ દેહને તજી દેશે.

અર્જક નાગના બે પુત્રો ઋતુધ્વજના પ્રાણસખા છે. ઋતુધ્વજ તેમને મળવા જતાં, બદલાનો પ્રસંગ શોધતો પાતાલકેતુ બ્રાહ્મણના વેષે દગાઈથી મણિ મેળવી ઋતુધ્વજના મરણના ખોટા સમાચાર અયોધ્યામાં

પ્રસારે છે. પતિ વિના એકલા મણિને જોતાં મહાસતી મદાલસાનો પ્રાણ દેહપિંજરથી મુક્ત થાય છે.

કોઇ અગમ્ય કારણે હૃદય અસ્વસ્થ થતાં સન્મિત્રોની આજ્ઞા લઇ ઋતુધ્વજ અયોધ્યામાં આવે છે. મદાલસાના નિધનના સ્મરણ માત્રે ઉન્મત્ત જેવો એ મૃત પત્નીની રાખ પામરીમાં બાંધી લઇ ગંગાતીરે જઈ ત્યાં જ પ્રાણ છોડવાના નિશ્ચયે પ્રયાણ કરે છે. સાચા સુહૃદ નાગ-બંધુઓએ પણ ઋતુધ્વજની સાથે પોતે ય પ્રાણ તજી દેવાનું નીરધાર્યું છે. અંતે દુઃખી અર્જક સપુત્ર કૈલાસ જઈ ભગવાન આશુતોષને નૃત્યથી રીઝવી મદાલસાનું પુનર્જીવન મેળવે છે.

× × ×

દરેક પુત્ર સમજ લાયક થતાં સંગ વિવર્જી અરણ્યમાં ચાલ્યો જાય છે. ગુરુકુળના આચાર્ય તરફથી મહારાજ ઋતુધ્વજને બે વધુ પુત્રોએ આત્માર્થે અરણ્યવાસ કર્યાના સમાચાર અપાય છે અને વધુમાં આશ્રમે રહેલા બે નાના પુત્રો પણ વિશેષતઃ તેમનું અનુકરણ કરશે એમ સૂચવાય છે.

રાત્રે રાજમહેલના ઉદ્યાનમાં સાત સાત પુત્રોએ પણ અપુત્રવાન જેવા મહારાજ ઋતુધ્વજ ફરી રહ્યા છે. ત્યાં છેક નાના આઠમા પુત્ર અલર્કને નિકટમાં રડતો સાંભળી છાનો રાખવા યત્ન કરે છે. અંતે થાકીને બાગમાં હીંચતી મદાલસા પાસે લઇ જવા દાસીને સૂચવી પોતે પણ વ્યથિત હૃદયે એ તરફ જઈ ગુપ્ત રીતે પુત્રને આશ્વાસતી માતાની ક્રિયા જોઇ રહે છે. કાવ્યની શરુઆત અહીંથી છે.

ગોવર્ધનભાઇ કિશોરભાઇ પટેલ

# શુદ્ધિપત્ર

| શ્લોક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૧ | ૧ | દ્રુમે | મૂળે |
| ૧૨૦ | ૨ | દત્ય | દૈત્ય |
| ૧૨૮ | ૧ | લગ્નનો | યજ્ઞનો |
| ૧૩૫ | ૩ | સન્ઘ | સદ્મ |
| ૧૪૯ | ૪ | ચોથી પંક્તિએ " છે | તેને બદલે ત્રીજીએ " જોઇએ |
| ૧૫૫ | ૨ | સ્રે | એ |
| ૨૨૬ | ૩ | ત્રગુણ્ય | ત્રૈગુણ્ય |
| ૨૪૪ | ૧ | વચિત્ર્ય | વૈચિત્ર્ય |



તું તો કન્યા માતા ભગિની દયિતા નામ ગ્રહતી,
મહામાયા વ્યાપી  સદન  પ્રતિ  હૈયે અણુછતી.
સદા ત્યાંથી  રેલી  ચર  અચર કલ્યાણઝરણી
વહાવી વિશ્વે  દે!  શિવમય કરંતાં  ભગવતી.  ૧



નિત્યે વેષ  નવીન, રંગ નવલા  નિત્યૌવના ધારતી,
ને નિર્ભેળ રહી જનો ભમવતાં જે ના ભમી કોઈથી.
તે માયા રણુવાસનું દૃગભરી ઉદ્યાન આ નીરખે.
તો તે યે  ચહશે વિહાર કરવા ભૂલી જઈ  આપને.  ૨



અર્પે  કલાની સ્મૃતિ  રમ્ય ક્યારા
જ્યાં  પુષ્પરોપા  કુસુમે  નમેલા;
જાણે  નમી  સર્જનશ્રેષ્ઠચિત્ત
સત્કાર્યપુષ્પો  કરતું  સુમૂર્ત.  ૩

પ્રાસાદની  વીથિ  જહીં  વિરામી,
લલામ  ત્યાં  પુષ્કરિણી  રહેલી.

ઘેરાઈ તે આરસપ્હાણુપાળે,
મધ્યે ફુવારો જળ શું ઉછાળે. ૪

દિગંતનું પ્રાંગણ ક્યારનું એ,
ચંદ્રે તજ્યું વ્યોમવિહારઅર્થે.
પ્રગાઢ જ્યોત્સ્ના તરુડાળ સિંચે
ઝૂલો જહીં રેશમદોર ઝૂલે. ૫



પ્રૌઢા, રક્ત સરોજશા કરથકી રશ્મિ ગ્રહી હર્ષતાં,
અર્પે છે મૃદુ નાદ પાદતલથી, હિંદોળમાં હીંચતાં.
બંદી અંગઉપાંગમાં થઈ રહ્યું સૌન્દર્ય, શું તેથકી
ચોપાસે સ્રવતા સ્ફુલિંગ હરતા દીપ્તિ શશીરશ્મિની ? ૬

લે હિંડોળ હિલોળ તેમ રમણી–હૈયું છલી હર્ષથી
વ્યાપી આનનને રસાર્દ્ર કરતાં નેત્રામ્બુજે દે દ્યુતિ.
તંત્રીસૂરસમી ગિરા મુખથકી કે કંપ પશ્યંતીના
જેવી, ગુંજિત થાય જાય પ્રસરી ઉદ્યાનઆવર્તવા. ૭

બ્રાહ્મી સિન્ધુમહીં પ્રપાત હૃદયે થાયે, છતાં નિર્વહે
જેવી નિત્ય ક્રિયા, ત્યમે પણ અહીં વિક્ષેપ ના હીંચવે.
ઊડે અંગદુકૂલ મંદ અનિલે, આનંદતાં કેશિની
શું આત્મોદધિમાં વિહાર કરતી એ દેહની નાવથી. ૮



બાળઆક્રંદનો નાદ કર્ણના પટમાં પડચે–
નિષ્કંપ સુન્દરી થાતાં, ગતિ મંદ થતી ઝૂલે. ૯



હતો દાસી પાસે રમત કરતો બાળ રડતો,
નહી જાણે શાથી રુદનપર એ પ્રેમ કરતો.
હશે જાગી કોઈ ગતપ્રભવની સ્મૃતિ મધુરી,
હશે ભૂલ્યો વા એ રુદિત જનની રીતિ ગ્રહવી? ૧૦

સ્મરે શાથી ના એ નૃપતન સુખો પાસ વસતાં,
જતી હારી દાસી સ્મરણ શિશુમાં એ જગવતાં.
લઈ અંતે તેને જનનીઉરથી શાન્ત કરવા
ત્વરાથી લાવી જ્યાં વિલસિત હતી માત વનિકા. ૧૧



એ પુષ્ટ અર્ભક કરી પ્રીતિ રુષ્ટતાએ,
આક્રોશના વમળમાં ઉતરી ગયું છે.
ચાહી વિમુક્તિ કર ને પદ એ ઉલાળે
દુર્દમ્ય લાભ મુઝવે પરિચારિકાને. ૧૨

એ લોલ લોચન થતાં સ્ફુટ વિકસી ને
દૃષ્ટિપથે - નીરખતાં તનની ક્રિયાને.
આનંદ વ્યાપ્ત વદને નવ ભંગ તેમાં
ને છે પ્રશાન્તિ હૃદયે સ્થિર ચંચળામાં. ૧૩

બંસી સમો ઉરનિનાદ મળે હવામાં,
હિંદોળ તેહ સહચાર કરી રહે છે.

નિસ્પંદ ચિત્તસરમાં ન તરંગ તેની
શું ન્યૂનતા કરતરંગથકી પૂરાતી ? ૧૪

અર્પી કુમાર રહતાં વિનયે વદે કે
આવ્યા પરાજય કરી નરદેવનો યે.
લેઈ રહી કરપરે, સુતશીર્ષ સ્કંધે
મૂકાય, તેમ ફરતો કર અન્ય પૃષ્ઠે. ૧૫

●

દાસી બાજુ ખસી ત્યાં તો ચેતના પાદથી ગ્રહે
ઝૂલો, થાતાં ગતિમાન, મુખથી સૂર નિર્ઝરે. ૧૬

●

"નિર્નામ તુંમાં નહિ રૂપ ભાસે,
ત્યાં રાજ્ય સ્થાપ્યું ભયશોકમોહે ?
આકાશને વાદળ સ્પર્શતું, કે
આક્રોશનો રંગ અસંગ રંગે ? ૧૭

તંતુ પ્રસારી જ્યમ ઊર્ણનાભ
ક્રીડા કરી તુષ્ટ થઈ રહેલ.
આ વિશ્વતંતુ ત્યમ વ્યાપ્ત તુંથી,
ત્યાં વત્સ ! આક્રંદ વિહારમાંથી ?" ૧૮

●

ધીમેથી આવતાં કોઈ આશ્રય રોપનો ગ્રહી;
માત ને પુત્રની ક્રિયા, રહે એ ગુપ્ત નીરખી. ૧૯

●

હિંચોળથી, રણકતા કરકંકણેથી,
વાત્સલ્યથી, શ્રમિત નંદન વા થવાથી;
કે તંતુવાદ્ય લજવી રહતી ગિરાથી,
કે ન્યૂન છે તનય કંદન ચંદ્રિકાથી? ૨૦

સ્કંધે દુકૂલ પલળી શિશુઅશ્રુયોગે
ચોટી રહ્યું વપુસહે નવ લક્ષ તે યે.
એ બાળપૃષ્ઠ ક્રમથી કર થાબડે ને
વાણી નિસ્યંદન સમી સ્રવતી વહે છે. ૨૧

•

"તારો તો ચિર વાસ તાત! ગગને ત્યાંથી નીચાણે પડી
દેહે બદ્ધ થઈ, મમત્વઅહિની તેં તો કરી સંગિની.
ખેંચાઈ વિષપાન પ્રીતિવિષનું ચાહે, સુધા એહ શું?
તૃષ્ણાસિન્ધુતરંગ તાત! પટમાં કોઈ સમેટી શક્યું? ૨૨

દેહે વ્યાધિજરાવિકાર વધતાં જાશે શમી કો ક્ષણે,
તું તો નિત્ય અસંગ, સંગ નભથી અભ્રે બને કો પળે?
દૃષ્ટાને સ્મરતો ન, દૃશ્ય અટવી રોતાં ન લજ્જા તને?
તારું સ્થાણુસ્વરૂપ નિત્ય નવલી બ્રહ્માંડમાળા ધરે. ૨૩

તુંમાં શક્તિ પ્રચંડ વિશ્વ સરજી ધારે, સમેટે છતાં
ભૂલી તેહ રડે અજાશિશુ સમો આક્રંદ આ સિંહમાં?
તું તો છે શિવરૂપ, જીવ ગણતાં શો લાભ તે તો કહે?
जीवो ब्रह्म हि नापरः શ્રુતિગિરા તું શ્રાવ્ય ક્યારે ગણે?" ૨૪

•

સ્થૂળોતણું પડળને ઉરપ્રેમ ભેદે,
કે સ્નેહસ્રોત મળતો સમરૂપતાને.
વા એક બે હ્રદય ત્યાં નિજનું તજાતું,
કે છે કુતૂહલથકી શિશુ સ્વસ્થ થાતું. ૨૫



આવતો દીર્ઘ નિઃશ્વાસ છુપેલા જનઉરથી,
સાંભળે સુન્દરી શે એ? વાણી મુખ વહી રહી. ૨૬



"જેથી વિશ્વ અનંત ભિન્ન ગતિમાં પ્રેરાઈ ઘૂમી રહ્યાં,
જેણે દૃશ્ય સમસ્ત મૂર્ત બનવ્યાં ચિત્શક્તિ તે તુજમાં.
સ્થાયી છે રસપૂર્ણ વ્યાપ્ત સમતા જો તું કરી ત્યાં સ્થિતિ,
દર્શે ભેદ ન દેહબુદ્ધિગુણના, સર્વત્ર આત્મામહીં. ૨૭

વ્યાપે જે ભુવનો ભરી દ્વય પદો સંકોચતાં વ્યોમને,
તેવાને બલિપાસ યાચક થતાં નાનું થવું ના પડે?
ચાહે તું વિષયોતણાં વિષફળો દૃષ્ટાંત એ વિસ્મરી?
ઇચ્છા તો લઘુના લઘૂકરણથી સ્વારાજ્ય ચૂકાવતી." ૨૮



દેતું તજી ચપળતા મન નિજની કે?
તો એ ગ્રહે ગભરુ બાળક સ્થિરતાને?
માતાગિરાઝરણથી અકળાય છે એ,
કે સ્નેહ ના શિશુતણો પ્રિય સ્થિરતાને. ૨૯



અવજ્ઞાપુષ્પથી પૂજે વંધને સ્વજનો કદા,
રીતિ એવી અહી બાળ લે છે વિરામ અંકમાં. ૩૦

અપમાનાગ્નિ સંતપ્ત સ્વાંત ને તન બે કરે;
અપમાનાગ્નિ સંતપ્ત, સંત માત ન બે કરે. ૩૧



પ્રેમે રસાર્દ્ર નયનો બનતાં, અહી એ
ઊભો કરી પદપરે તનને ચઢાવે.
સા’તો મૃદુ કરથી અંગુલિ માતનીને
ઉલ્લાસતા હૃદયથી પદને ઉલાળે. ૩૨

જોતી થતી હસિત એ સુત નીરખીને,
એકાગ્ર દૃષ્ટિ કરતાં વદતી વળી કૈં.
ચંદ્રપ્રકાશ વધતો ઘનતા પ્રસારે,
હિંદોળ કંપ પણ લેશ તજી શકે શે? ૩૩



“રત્નાકરે રત્ન છુપી રહેલાં
સપાટીએથી નહિ તે જણાતાં;
બ્રહ્માંડકેરાં ગ્રહપુષ્પ તેમ,
તુંથી રહ્યાં, જો નિજમાં જણાય. ૩૪

કૂટસ્થ તું દૃશ્ય સમસ્ત કેન્દ્ર,
સુમૂર્ત જે પ્રકૃતિએ કરેલ.

સંકલ્પ તારે સરજાય વિશ્વ,
શી શક્તિ તારી પ્રણુમું હું તાત! ૩૫

વાણી ન ગુણો મનબુદ્ધિ પ્હોંચે,
તે તુર્ય મધ્યે ચિર સ્થાન તું છે.
ને સામનું તત્ત્વમસિ સુગાન
'त्वमूब्रह्म' કીર્તિ કરતું પ્રસાર. ૩૬

ભેગાં જુદાંની જ્યમ જન્મમૃત્યુ
દિકકાલમાં કલ્પિત રંગવાળું.
રંગાય સર્વે સ્થિતિભેદરંગે
તું 'एकमेवाद्वितीयम्'થકી એ." ૩૭



ઊભો અર્ભક માતપાદપર ત્યાં ઊંચો થવા ઉછળે,
ઉલ્લાસી મુખઅટ્ટહાસ્ય કરતાં જોઇ રહે માતને.
અંબાપાદ ચહી ચઢાણુ પગલી મૂકે, ત્વરાથી ચૂકે
ત્યાં કેવું સહુ અંબઅંગ નમતું સંરક્ષવા બાળને. ૩૮



કંપી ભયે ધબકતા શિશુઉરભીતિ,
માતાતણા હૃદયથી સઘળી પળાતી.
તો યે હજુ અલકને કરબદ્ધતાથી
ચાહે ન મુક્ત કરવા ભયની સ્મૃતિથી. ૩૯



"મુષ્ટિમહીં તું અલકાવલીને
રાખી રહ્યો, તે ભયથી બચાવે?
અલર્ક! સ્વપ્નું ભયનું પચ્યું તે
યત્ને ન જોયું પળ આત્મવિદે." ૪૦

એ બોલતાં અલકથી અટકેલ ના ને
જોઈ રહે કુતૂહલે મુખ માતનું એ.
જોતા છુપાઇ તન ને જનનીક્રિયાને
આવી રહી નિકટ તે સ્મિતથી વદે છે. ૪૧

●

"દક્ષિણા જ્ઞાન દીધાની પુત્ર એ ધરતો હશે,
ભાગ્યવંત ઘણાં દેવી, સંતોષે માતપૂજને." ૪૨

●

પ્રેમે આર્દ્ર શિવા શું વિઘ્નહરને ક્રીડા કરાવી રહ્યાં,
હર્ષી ત્યાં પદ ચંદ્રચૂડ ધરતા કૈલાસઉદ્યાનમાં?
ના, ઉદ્યાન રહેલ રાજગૃહનું, ને આ અયોધ્યાતણા
છે ભૂપાળ, મદાલસાઉરપ્રભુ, હિંદોળ પાસે જતા. ૪૩

સેવે તે ઉર ઇષ્ટ મૂર્ત બનતાં, કો ભક્ત સત્કારમાં
અર્પે કંઠ સુપુષ્પમાળ, ત્યમ એ ઊભી થતી હર્ષતાં.
માળા કોમળ બાળના કરતણી કેવી કૃશાંગી કરી
આરોપે પતિકંઠમાં, સહ થઇ હિંદોળમાં બેસતી. ૪૪

●

રહ્યા ક્યારે રોપા કુસુમ ધરતા શાં અવનવાં,
શશી રેલે જ્યોત્સ્ના ધવલ કમળો દૃષ્ટિપથમાં.
હતી વેલી દૂરે કુસુમિત કરી મંડપ રહી,
વળી હિંદોળેથી મધુર મધુ મંદાનિલ મળે. ૪૫

સતી પત્ની સાથે સ્વઉર પર છે અર્ભક રહ્યું,
અને રિદ્ધિ શક્તિ નરપતિતણી આપકરમાં.
હતાં ભક્તિભીનાં પરિજન, પ્રજા તુષ્ટિ ધરતાં,
વળી તેવી રીતે સ્વજન સઘળાં ક્ષેમ ચહતાં. ૪૬

ત્વચા અસ્થિ નીચે હૃદય છુપતું મૌન સ્થિતિમાં,
છતાં તેના ભાવો મુખ પર સદા અંકિત થતા.
નહી વાણી તો યે હૃદયહૃદયે જાય સમજી,
ન, તો શાને જાતું જનકકરથી બાળ સરકી. ૪૭

●

ઉરઉદ્વેગનો દાહ સરતો નાથમુખથી,
ભેદતાં પત્નીનું વસ્ત્ર વાયુસંગે જતો વહી. ૪૮

●

જોતી વિષાદ પ્રસર્યો પતિમુખચન્દ્રે,
જોતી પ્રતીક ઉરનું નવ સ્વસ્થ ભાસે.
મૂકી રહી તનય મધ્યમહીં વરાંગી.
નિઃશ્વાસનાં અણુ જતાં હૃદયે પ્રવેશી. ૪૯

ઉષ્માથકી સ્ફુટિત પંકજપાંદડીશું,
પ્રેમે થએલ સ્ફુટ આનન અંગનાનું.

જેવું જળાશય છલી ઝરણી વહાવે
તેવી ગિરા હૃદયની મુખથી વહે છે. ૫૦

મદાલસા :

ઉષ્મા પ્રસાર હૃદયે રજનીશથી છે,
કે ગંધવાહ ઉરલેટ વિરક્તિની દે ?
વા વાનપ્રસ્થ વય ના હજુ શોચ તેનો
શે શાન્તિ લુપ્ત કરતી ઉર સ્થિત ચિંતા ? ૫૧



રાગ ને દ્વેષથી હીન, શિશુ તો અવધૂતના
ચિત્તશાં વંદ્ય સર્વેને શું તેને ન ઉપેક્ષતા ? ૫૨

બાલ ના ધામમાં તેથી લક્ષ્મી એવ ચલા રહે;
ના એ ધ્યાન હરિને તે ધાવન ભક્ત ત્યાં કરે. ૫૩



સચ્છાસ્ત્ર શસ્ત્ર દૃઢતા તપશક્તિ સિદ્ધિ,
એ ક્ષાત્રના ઉરગૃહે નિવસે સદાની.
ક્ષત્રિયવંદ્ય રવિવંશ ગણાય તેમાં
છે વંદ્યશ્રેષ્ઠ ઉર, તે દહનાર ચિન્તા ? ૫૪



રાત્રીમાલિન્યમાં મ્હાલે શોકમોહ નિશાચર,
આપતો મૂર્ત પાવિત્ર્ય ચિંતાને લેશ શે સ્થળ ? ૫૫

ઋતુધ્વજ :

“સર્વવંદ્ય થઈ તું એ ભાગ્યની પ્રબળા ખરી,
મારુ ભાગ્ય છતાં તુંથી અર્પતું ભેટ ક્ષોભની! ૫૬



તું બીજ ચંદ્ર જ્યમ જીવનમાં પ્રકાશે,
ને કૃષ્ણપક્ષ સ્થિતિ તો મુજને મળે છે.
શું પ્રેમ એ નિવસતો ઉર વૈમનસ્યે ?
ને એમ, તો પળ મળે સુખશાન્તિ ક્યાં યે? ૫૭



માતા જોતી હિત વપુતણું આત્મનાને ઉવેખી,
જોવા નિત્યે ઉભય હિતને તાતની દૃષ્ટિ રે'તી–
શ્રદ્ધા ધારું તુજ હ્રુદયમાં, તેહ બુદ્ધિ ન ધારે,
તારા મારા ઉર કલહથી બાળ નિદ્રા ગ્રહે છે! ૫૮



ઉલ્લાસ સાથ શિશુને ઉપદેશતી તું,
એ સર્વના શ્રવણથી ઉર આ દુભાયું!
દેવી! અપુત્ર જનની, તનયો છતાં યે
લીધી લહાણુ! હજુએ નવ તુષ્ટિ થાયે?” ૫૯



પૂર્વાભાસ :

ખાઉં હું સહુનું હરું ત્યમ થઉં ભોક્તા બધા ભોગનો,
એ આશા સહ દેહભાર ધરતાં જે નામનાં માનવો.

પોષે તે અતિ રાગદ્વેષજળથી આસક્તિના વૃક્ષને,
જેનાં લભ્ય ફળો સદા કરમહીં ધારી ન કોઇ રહે. ૬૦

●

રાગ ને દ્વેષના દ્રુમે આશદ્રુમ દ્રઢી રહે,
મહાત્મા તેહને છેદી સર્વપ્રાણુ થઇ જીવે. ૬૧

●

ધર્માર્થે તનપ્રાણુરક્ષણુ કરે તો યે વધે સાધનો
તો તે સર્વ સમષ્ટિપાદ મખથી અર્પે મહામાનવો.
પ્રાણીજીવનકેન્દ્ર વાયુઅનલે સુસ્થૈર્ય ધારી રહે,
તેથી તેમની તુષ્ટિ યજ્ઞ કરતાં દ્દષ્ટા જનો નીરખે. ૬૨

●

સાધને શક્તિએ પૂર્ણુ ઋષિમાં શ્રેષ્ઠ ગાલવ,
ક્રતુ આરંભતા તેનો થાય વિધ્વંસ સર્વદા. ૬૩

●

કલ્યાણુને પ્રવહતાં જીવતાં સદા જે,
તેવાંતણુા અહિતમાં રત દુર્જનો રે'.
તે દુષ્ટ કર્મપરિપાક અવશ્ય પામે,
તેથી વ્યથા ન ઉપજેલ મહાન ચિત્તે. ૬૪

ઉષ્માપ્રકાશ વિણુ પાવક દર્શશે, કે
નિસ્તીર કો ઉદધિ દર્શનને પમાશે ?
છે સર્વવાસ નભમાં, ન અસીમ તે યે.
તો નામરૂપ ગુણુધર્મ વિહિન ક્યાં યે ? ૬૫

●

દેવદીપ્તિ વધારે તે યજ્ઞભંગ થઈ રહે,
છતાં રક્ષાય ના સુરે તેથી ક્રોધિત ગાલવ. ૬૬

●

એકત્ર કૈં સાધન યજ્ઞઅર્થે,
થવા છતાં નષ્ટ કરાય દુષ્ટે.
નૈષ્ફલ્યજ્વાલા હૃદયે ભભૂકે,
ને તે વધે દેવપતિપ્રમાદે. ૬૭

●

સત્ત્વગુણે સદા જેનું શેષ શું સ્થિર આસન,
ડુભવી એહનું ઉર, રક્ષશે ક્ષેમ કો કયમ? ૬૮

●

નૈરાશ્યની ગાલવજ્વાલ સ્વર્ગે
જઇ, હરી સ્વાસ્થ્ય મહેન્દ્રનું લે.
દેવર્ષિને દૈ હય શક્ર પ્રેમે
સંદેશથી ગાલવ પાસ પ્રેરે. ૬૯

●

અશ્વ સાથે સમાચાર ઇન્દ્રના લઈ નારદ,
ગાલવઆશ્રમે આવી સોંપતા શિષ્યને હય. ૭૦

●

દર્ભાસને નારદજી બિરાજી,
સ્વીકારતા ગાલવઅર્ઘ્યપાદ.
વિનમ્ર એ ગાલવથી પૂછાયે,
'દેવર્ષિને શોખ તુરંગનો શે?' ૭૧

પ્રસાર થાતું મધુરા સુહાસ્યે
માધુર્ય કેવું મધુરાકૃતિમાં.
"પ્રેર્યો તમે ક્રોધ સ્વર્લોક ત્યાંથી
મારે ય આવી હયની પ્રસાદી. ૭૨

●

અયોધ્યાધીશનો પુત્ર યુદ્ધશ્રેષ્ઠ ઋતુધ્વજ;
તેહને અશ્વ આ અર્પ્યે, રક્ષે દાશરથી સમ." ૭૩

× × ×

દેશ ને કાળ ને દ્રવ્ય, મંત્ર ને તંત્ર ઋત્વિજ,
અગ્નિ ને દેવ યાજ્ઞિક; પૂર્ણતા ક્રતુની કરે. ૭૪

●

બાંધ્યો મંડપ ભવ્ય નવ્ય હરખે દીક્ષા ગ્રહી ગાલવે
મંત્રોચ્ચારસુઘોષ ઋત્વિજતણા ભેદી રહે વ્યોમને.
જાતી આહવજવાલ પીતપ્રસરી દીપ્તિ દિશાને ધરે
સાથે આહુત દ્રવ્ય આપદહને નિર્ગન્ધ સુગંધ દે. ૭૫

●

આચ્છાદી હુતદ્રવ્યધુમ્ર નભને વિસ્તાર પામી જતી
તેને મંત્રબળે ગિરા ઋષિતણી દે શક્તિ સંવેગની.
જાણે મૂર્ત અનેક રૂપ કરતા પંચાગ્નિ યજ્ઞાંગણે,
સત્કારી ઋષિઅર્ઘ્યદાન સઘળું દર્શાવતા હર્ષને. ૭૬

શિષ્યો ગાલવના સમસ્ત ઋષિને સંતુષ્ટતા પ્રેમથી,
તેવો હર્ષપ્રસાર ગાલવઉરે સત્રક્રિયા નીરખી.

શસ્ત્રાસ્ત્રે થઈ સજ્જ સ્વાર ફરતો દૈવી તુરંગે ચઢી,
વિઘ્નો સર્વ વિદારવા ઋતુધ્વજે રક્ષા ગ્રહી યજ્ઞની. ૭૭

●

અસુરોપૂજ્ય બન્ધુ બે યજ્ઞના શત્રુ નિત્યના,
પ્રેમાચાર્ય પધારી ત્યાં સત્ર વૃત્તાંત અર્પતા. ૭૮

●

આ સંસાર તરંગ માત્ર મનના, સંકલ્પની સ્થૂળતા
છે, તે મોજ વિરામતાં અમનમાં ના લેશ સંવેદના.
એવાં ચિત્ત પવિત્ર પુણ્યપ્રતિમા જેવાં છતાં વિક્રિયા
દર્શાવી જનને રહે જીવનથી, તે ઈશિની પ્રેરણા. ૭૯

●

નિષ્કામી ભક્ત ને જ્ઞાની, વાણી વિચાર વર્તને
સેવતા સર્વનું ક્ષેમ, તેહથી ભિન્ન નારદ ? ૮૦

●

પરસ્પરે જીવનયોગ સાથે,
કર્માનુસારે જન પામતાં છે.
વિભક્ત કોઈ થઈ યુક્ત રે', ત્યાં
નિર્માણનાં વાહક કોઈ થાતાં. ૮૧

●

હશે તેથી પ્રબોધાયા પુત્રો ધ્વજકેતુતણા–
તાલકેતુ અને ભ્રાતા પાતાલકેતુ કાળશા. ૮૨

●

ક્લાન્તિ તજાયે જનથી ફરીને,
પામે પ્રશાન્તિ મન નીરખીને;
કો બાગ તેવા રમણીય મધ્ય
વરાહનો વાસ થતાં ઉજાડ. ૮૩

●

ગર્વ ને દ્વેષથી મત્ત, ક્રોધથી સળગી જતાં
આવતા બન્ધુઓ બન્ને યજ્ઞધ્વંસ કરી જવા. ૮૪

●

માયાપ્રેરિત પૂર છે ઉમટતાં આંધીતણાં, આવૃત્ત
સર્વે આશ્રમ યજ્ઞવાટ કરતાં અંધારયજ્ઞાલય.
છે ખદ્યોતસમાન સૂર્ય બનવ્યો હુંકાર ગર્વોન્મત
વ્યોમે, દીક્ષિત ત્રસ્ત થાય ભયથી કંપે કરોમાં સ્રુવ. ૮૫

યોદ્ધો ક્રોધથી તમ હસ્ત ગ્રહતો દુર્ધર્ષ કોદંડને
તંત્રીથી નમવે, ધરા ધણધણે ઘોષે વ્યથા શત્રુને.
થાતું સુદૃઢ અંગ, વક્ર ધનુષે બાણો ચઢી વજ્રના
મંત્રે મંત્રિત થાય, જાય નભમાં વ્યાપી રહે છાજશાં. ૮૬

●

વિદ્યુતથીએ વધતી ગતિએ
અશ્વાર શોધી રહતો રિપુ, ને
દે ધૈર્ય શાન્તિ ઋષિ સર્વને કે
નિશ્ચિત ચિત્તે કરશો ક્રિયાને. ૮૭

●

શાસ્ત્ર ને આપ્તવાણીની સાથે યે નિજ જાતમાં,
શ્રદ્ધા ના, તો પછી આવે કોઇની ઉપભોગમાં? ૮૮

●

વંટોળે ધ્રુજતાં પ્રચંડ તરુ ને મોટી શિલાના કરા,
આવીને ગગનેથી બાણુગૃહનું સૌ છાજ કંપાવતા.
લોહીનો વરસાદ થાય નભથી ગર્જે વળી રાક્ષસો,
ત્યાં શું ચિત્ત પ્રશાન્ત સર્વ કરશે? છે ઘોર જ્યાં મૃત્યુનો. ૮૯

●

ઉદ્‌ગીથનો ઘોષ વિરામ પામે
સ્વાહા, વષટ્કાર વળી શમે છે.
ઝાંખા થએલા સહુ યજ્ઞકુંડ,
ભયે ભરાતાં ઋષિવૃન્દઉર. ૯૦

●

અસુરશક્તિની વૃદ્ધિ સ્થાયી થાય પ્રતિક્ષણે,
અધરે રક્તનું બિન્દુ, ક્રોધથી યોધને સ્રવે. ૯૧

●

થાતી ચૂર્ણવિચૂર્ણ અદ્રિવરષા વજ્રાસ્ત્રથી તેહને
ઊડાડે પવનાસ્ત્ર, સાથ અસુરી માયા ય તે ઓસરે.
થાયે સૂર્યપ્રકાશ વ્યોમમહીં ત્યાં ઊભા મહા યોધ બે,
જાણે કાજળઅદ્રિ રક્ત નયને જોતા પ્રતિસ્પર્ધીને. ૯૨

●

મયૂરપીંછાંસમ રંગધારી
છે અશ્વ દૈવી પર સ્વાર, દૃષ્ટિ

જુએ ગદાને કરથી ઘૂમાવે
સત્કર્મશત્રુ નભમાં રહીને. ૯૩



દૈત્યના દેહના ધર્મ નિત્યના ત્રાસના ધર્યા;
જીવના સત્ત્વના મર્મ દેવના દેહ ના મળ્યા? ૯૪

"દનુજો! શસ્ત્ર સંભાળો, શત્રુજિત કુમાર આ
ઋતુધ્વજ હણી, દે છે વળાવી યમપુરમાં." ૯૫



લૈ તૂણથી સાયક અર્ધચંદ્ર,
ચાપે ચઢાવી અભિમંત્રણાય.
સંકલ્પની શક્તિ દુરંત તેમ,
એ છૂટતું વિદ્યુતબાણ જેમ. ૯૬



ઇંદ્રાયુધતણા ઘાનો થાય સત્કાર અદ્રિએ
તેમ, કે મૃતિકા પિંડે પાત્ર શું શીર્ષ ઉતરે. ૯૭

ગિરિશૃંગ પડે પૃથ્વી તેવું એ તન બંધુનું,
પાતાલકેતુ જોતો કે ચાહે રક્ષણ પ્રાણનું. ૯૮



જનો જેને નિત્યે નિજ જન ગણી મોહ ધરતાં,
સુખી જોઇ જેને નિજ હૃદયની શાન્તિ ગણતાં.

છતાં તેવાં રોધી પળભર રહે સ્વાર્થ લવ તો
ત્વરાથી તેને યે મનુજ તજતાં વ્યાધિ જ્યમ ના? ૯૯

●

રહ્યો ઉંડો રાક્ષસપ્રેમ પ્રાણે
તે યુદ્ધ મૂકી રણથી પળાવે.
વિરાગથી રાગ થયો હશે ના
અદૃશ્ય તેથી બનતો અસુર. ૧૦૦

●

નગાધિરાજની પાસે શત્રુની શોધ નિષ્ફળ
થાતાં, ત્યાંથી વળી આવે છે જ્યાં ગાલવઆશ્રમ. ૧૦૧

●

વૃષ્ટિ પછી સૂર્યપ્રકાશ તેમ,
સત્રક્રિયા છે શરુ પૂર્વ જેમ.
ઉદ્ગીથનું ઉદ્ગીત દિવ્ય ગાન,
જેનો કરાયે મરુતે પ્રસાર. ૧૦૨

●

વંદી પાદ રહે, ક્ષેમ પૂછે ગાલવ ને કહે;
'ધન્ય છે તાત! યુદ્ધે તું યજ્ઞના શત્રુઓ હણે.' ૧૦૩

●

છે ક્ષોભથી કંપિત સ્વાંત વાણી,
પાદે ફરીથી રહતો પ્રણામી.

"બ્રહ્મર્ષિ! મૃત્યુકર શત્રુ એક
સોંપ્યો, કરે છે પ્રિય પ્રાણુ અન્ય. ૧૦૪

●

તિરોધાન થયો શત્રુ હિમાદ્રિની સમીપથી,
નિરુપાય થતાં ત્યાંથી આવતાં રહતો નમી. ૧૦૫

●

ગાલવ :

શત્રુ વળી અનલની લઘુ ચિનગારી,
ને વ્યાધિ તેમ ઋણુ શેષ રહી જવાથી;
અર્પી રહે હૃદય કંટકની પથારી,
તું રાજનીતિ સ્મરતો નહિ વત્સ! શાથી? ૧૦૬

●

ગતિ છે અશ્વ તારાની અકુંઠિત ત્રિલોકમાં
શત્રુ પાસે લઈ જાશે નિવારી શ્રમ ને પળો." ૧૦૭

× ● ×

મૂકીને શબ ભ્રાતનું રણુમહીં પાતાલકેતુ જતો
આકાશે, ભયથી ઋતુધ્વજતણા જો કે હતો કંપતો.
તો યે યોગ્ય પ્રસંગ હસ્ત ચઢતાં આ વૈરની પૂર્ણુતા
થાશે, યુક્તિ પ્રયુક્તિ શક્તિ સહુથી એ રાખતો કામના. ૧૦૮

●

ગંધર્વજાતિના સ્વામી વિશ્વાવસુ અધીશની,
ઉલ્લંઘે રાજધાની ત્યાં અટકે જોતાં દર્શથી ૧૦૯

●

નૃપાળ વિશ્વાવસુની કુમારી
મહાલસા રૂપ સજીવ જેવી.
ઉદ્યાનમાં એ સખીસંગ ખેલે
ને મોહિની નર્તનથી સ્મરાવે. ૧૧૦

●

વાગે સુન્દર વાદ્ય, તાલ પદથી અર્પી કરે લાસ્ય, તે
જાણે અંગઉપાંગથી સ્વરતણી પ્રત્યક્ષ મૂર્તિ કરે.
દેતી કંપન સર્વનાં હૃદયને ત્યાં નાદશક્તિ રહી,
ને તદ્રૂપ મહાલસા રસમહીં શુદ્ધિ ભૂલી સર્વની. ૧૧૧

●

ભાવની પ્રતિમા થાતાં, વિસ્મૃતિ દેહની થતી;
સખી આશ્ચર્યતી સર્વે રક્ષિકા માત્ર સ્તબ્ધતી. ૧૧૨

●

અવ્યક્તમાં સ્ફુરણ નાદતણું થયું, કે
આ સ્થૂળ સર્વ સ્થિત નાદપરંપરાએ.
તે નાદસંગ ઉરતંત્રી મળે ક્ષણે, કે
સૌ દૃશ્યતંત્રી રણુકાર અનુભવાયે. ૧૧૩

●

નૃતગીતપ્રતિમાને સ્વેદનાં બિન્દુ ભાલમાં
મુક્તા શાં ઉદ્ભવી કેવાં દર્શાવી શ્રમને રહ્યાં. ૧૧૪

●

જે દિવ્યતા વિલસતી પળ દે સમાધ,
તે લુપ્ત છે પણ પ્રભા મુખમાં રહેલી.

ને કુંદ કુંજ કરકંદુક કુંદનાથી,
ઉછાળતી – પ્રહરતી રમતી રસાળી. ૧૧૫

●

અસુર વ્યોમથી જોતો ક્રીડંતી જ મદાલસા;
લિપ્સા ઉરમાં જાગી ભૂલાવે ભય મૃત્યુના. ૧૧૬

●

જતો ભૂલી ભ્રાતા મરણ ભય પૃષ્ઠે પણ ભૂલે,
વિચારે કન્યાનું હરણ કરતાં શાન્તિ વધશે.
અહો ! પાપાત્માને રુચિર રુચતું ના ક્યમ હશે ?
હશે નેત્રો મીચ્યાં અરુણ ઉદયે કેમ ઘુવડે ? ૧૧૭

●

ધારી કોમળ અંગ રમ્ય રમતું નિશ્ચિંત કો શાવક
ટોળામાં, પણ શ્યેન જાય ઝડપી ક્યાં રોધ પક્ષીગણ ?
અત્રે તેમ મદાલસા ઝડપથી પાતાલકેતુ ગ્રહી,
રક્ષિણી કરતાં દુઃખી સહચરી વ્યોમે જતો વિહરી. ૧૧૮

માતાનું સ્તનપાન બાળ કરતું, કો ક્રૂર હસ્તે તહીં
ઝૂટે તેમ મદાલસા સ્થિતિ થઈ આક્રંદતી – કંપતી.
ક્યારે દૈત્યઉરે દયા નિવસતી ? ના, તો મળે અત્ર શે ?
ક્યારે દંડ પ્રચંડ વિણ અસુરી હૈયાં થયાં નમ્ર છે ? ૧૧૯

●

હીબકે અશ્રુની ધારા સ્રોત જેમ છલે–ઢળે
દૈત્યસ્કંધે, છતાં વૃદ્ધિ વેગે મદાલસા જુએ. ૧૨૦

●

લેતા હરી ભવન હિ ભય કાલકૂટ,
લેતા હરી ભવ નહી ભયકાલકૂટ.
લેતા હરિ ભવ, નહી ભય કાલકૂટ
લેતા હરિભવ નહી ભયકાલકૂટ. ૧૨૧

●

હાહાકાર થએલ રાજગૃહમાં રેલી પ્રજામાં રહે,
આકાશે પદચિહ્ન લેશ નવ ત્યાં શોધે કહીં, શું વળે ?
ઓચિંતું જળમાં પડ્યું જન જ્યમે આવી રહે ઉપરે,
તેવી એ તરતી હતી ભયજળે શ્રદ્ધા ધરી આત્મની. ૧૨૨

●

જે દેહમાં નિવસતાં સહુ ભદ્ર ચાહે,
કલ્યાણ પ્રાણ ધરતાં વપુધર્મ પાળે.
પુણ્યાત્મ તે દુભવતાં ખળ લાભ લે કે ?
પીધું હળાહળ સુધાફળમાં વિરામે ? ૧૨૩

●

મહાતળ વસે છે ત્યાં કરી કેદ મદાલસા,
પાતાલકેતુએ મૂકી દાસી વિશ્વાસુ રક્ષિકા. ૧૨૪

●

મહા સિંધુ જોઇ વિષયજળનો દૃષ્ટિપથથી,
ચહી જેણે દીધી જગતરણમાં દોટ બળથી.
તહીં શાન્તિ કેવી ભ્રમિત મન જ્યાં બુદ્ધિ ભમતી
રહે અંતે તેને વિવશ ઉરથી આંખ મીચવી. ૧૨૫

●

જેના અશ્વપદે ધરા ધણુધણે તે સ્વાર કો કાળ શો
આવે છે, અરિપ્રાણુશોધ કરતાં પાતળકેતુ ક્યહાં ?
જોતી યોધ કૃતાંતરૂપ નજરે કે રક્ષિકા તે ભયે,
યોદ્ધાહસ્ત મદાલસા કર ધરી, રક્ષ્યો ગણે પ્રાણુને. ૧૨૬

●

શત્રુ પામ્યો ન એ, પામ્યો મદાલસા ભયે અસી,
આવી દેવર્ષિ સંયોજે હસ્તો ગંધર્વલગ્નથી. ૧૨૭

× ● ×

છૂટી રહ્યો મંડપ લગ્નનો ત્યાં,
પાદારવિંદે ઋષિના પ્રણામ્યાં.
વિદાય દે ગાલવ, કે સ્વધામ
સાષ્ટાંગ માતાપિતુને કરાય. ૧૨૮

●

શત્રુજિતે સમાચાર વિશ્વાવસુગૃહે દીધા,
આવી મદાલસાનું એ કન્યાદાન દઇ ગયા. ૧૨૯

●

સંબોધતી નાથ મદાલસા કે
'છે પ્રાણુ મારો મણિ આ અહો, તે
જો આપહીના મણિ નીરખાશે
તો સઘ પ્રાણો તજી દેહ દેશે.' ૧૩૦

●

નાગેન્દ્ર અર્જકસુતો દ્વય મિત્ર થાતા
ત્યાં એ ઋતુધ્વજ જતાં મળવા, રહેલા.

ના દુર્જનો પરસુખે બળતા વિનાગ્નિ ?
પાતાળકેતુ કપટે મણિ લે પડાવી. ૧૩૧



આવતાં એ અયોધ્યામાં બતાવી મણિ ને વદે,
'મૃગયામાં કર્યા સિંહે ઋતુધ્વજ દિવંગત.' ૧૩૨

મણિ સ્વામી વિના જોતાં મહા સતી મદાલસા
બ્રહ્મદ્વારે તજે પ્રાણ સ્થૂલના બંધ તોડતાં. ૧૩૩

×  ×

અવ્યક્ત પ્રેમઝરણી દ્વય પ્રેમીહૈયે,
જોવાય ભિન્ન વપુથી પણ એક રેલે.
ના, તો વ્યથા ઋતુધ્વજે થઈ મર્મભેદી
શે એ પ્રમોદ દહતી ત્યમ સેવ સ્નેહી ? ૧૩૪



સત્પ્રેમપૂર્ણ હૃદયો તજી મિત્રનાં એ,
આવી જુએ પુરજનો ઉરશૂન્ય સર્વે.
નિ:સત્ત્વ સન્ધ, જનની નવ તાતદીપ્તિ,
જ્ઞાતા થતાં જગતની સ્મૃતિ સૌ પળાતી. ૧૩૫



વાણી ઉન્મત્તની જેમ ઋતુધ્વજ પ્રલાપતાં
સ્મશાને દોડતાં જાતો વદે, મદાલસા કયહાં ? ૧૩૬



વામા વાજ. જવા મા વા, માગ નાહિ હિના ગમા;
વા ના રાશિ શિરાના વા, જહી શીખ ખશી હિ જ. ૧૩૭

●

માતાપિતાની સહ કર્મચારી
સંગે પ્રજા સૌ પુરની મળેલી.
પ્રેમે ભયે લાલચથી મનાવે
શે સાંભળે એ, નિજ સ્વાંત છે કે? ૧૩૮

●

પત્નીના અંગની રક્ષા પામરીમાં સમેટતાં–
શિરે ધારી ભમે, જાપે મંત્ર એક મદાલસા. ૧૩૯

●

છે ના ભૂતભવિષ્યની સ્મૃતિ છતાં છે ચિત્તએકાગ્રતા,
પ્રાણો વૃત્તિપ્રવાહ કેન્દ્ર ઉરનું વિશ્વાવસુપુત્રીમાં.
છે અસ્તિત્વ ન માતતાત કુળનું સ્નેહી અને રાજ્યનું
તેનું વિશ્વ મદાલસામય થતું પ્રશ્વાસ-શ્વાસે હતું. ૧૪૦

વાણી ને વપુધર્મ સર્વ તજતાં ઉન્મત્ત એ ઘૂમતો,
ચાહે પ્રાણ પ્રિયાવિભૂતિ ધરવા ગંગાતણા અંકમાં.
ચાલે અશ્રુપ્રવાહ પાંપણતટે તે બિન્દુ પ્રત્યેકમાં,
જાણે મૂર્ત મદાલસા થઈ રહી આવર્તતી નામમાં. ૧૪૧

વેદોએ, સ્વરસમકે પ્રવહતો વિસ્તાર વાણીતણો,
તે શેષે ય સહસ્ર આનન વહે, ત્યાં વ્યક્તિનો આશરો,

અત્રે તે મુખનાદ ના ઋતુધ્વજે તો યે સ્ફુરી મૌનથી,
જાણે નાદ મદાલસામય સ્રવે એ રંધ્ર પ્રત્યેકથી. ૧૪૨

અગ્નિઆંચ સુવર્ણ શોધન કરે તેવો દુઃખાગ્નિ મધ્યે,
પત્ની મિત્ર સ્વધર્મ ધૈર્યબળની સાચી પરીક્ષા કરે.
કાં તો એ ભ્રમણાનિશા તજવશે, વા પ્રેમથી સાથમાં
રક્ષી ઢાલસ્વરૂપ નિત્ય બનતાં જો કે હશે વીરલાં. ૧૪૩

●

સન્મિત્ર નાગતનયો અતિશે વ્યથાથી,
સ્વપ્રેમી વ્યાધિ રહતા દુઃખથી નિહાળી.
'ધન્વંતરિ પણ પરાજિત વ્યાધિ એવે,
શે મિત્રપ્રાણ ટકશે ? સહતાં જીવાશે ?' ૧૪૪

●

મિત્રપ્રાણ ધરી પુત્રો ઝૂરે, અર્જક નીરખે,
'મરે એ મિત્ર સંગે તો વંશ લુપ્ત કરી જશે.' ૧૪૫

●

અર્જક :

જો કાળ ક્રોધ કરતાં નિજ પાસ આવે,
આશા ન તો ય તજતાં પ્રતિકાર ચાહે.
તે વીરવંદ્ય જનનો, સુત ધર્મધારી,
ચાલો સદાશિવસ્થળે કરુણા છલાતી." ૧૪૬

●

નૃતથી રીઝતાં શંભુ પુનર્પ્રાણુ મદાલસા
પામતી, સર્વને દેતી શાન્તિ કર્તવ્યપ્રેરણા. ૧૪૭

× × ×

વાત્સલ્ય તાતઉરનું શિશુ ન્યૂન માને
તેથી ન ક્રંદન ઘટે તનનું રમાડયે ?
હારી જઈ દઈ રહી પરિચારિકાને,
ધીમે ઋતુધ્વજ કરે ગતિ, ને વિચારે. ૧૪૮

"પૂર્વે ગયા ગુરુકુળે સુત સપ્ત, કો તે
અત્રે ફરી ન વળતા, પળતા અરણ્યે.
આ પુત્રભાવિ ત્યમ તો મુજ વંશનું શું ?
પત્નીભણી વિચરતાં ઉર એ મુઝાયું." ૧૪૯

● ● ●

શશીરશ્મિથી શો રજતરસ ઉદ્યાન ઢળતો
ઝૂલે બંને મધ્યે શિશુ વિહરતો સ્વપ્નગૃહમાં.
મળે જેવી પ્રાપ્તિ પ્રબળ પવને પલ્લવપુને,
સુણી સ્વામી વાણી હૃદયમનની એ સ્થિતિ બને. ૧૫૦

રહે કોરી કેવાં મધુપ બળથી કાષ્ટ ઘનને,
છતાં તેની શક્તિ લય થઈ જતી અંબુજદલે.
તરે નૌકા તો યે ડગમગ તરંગે થઈ જતી,
થઈ તેવી જાતી ઉરમનદશા સંગબળથી. ૧૫૧

તજી દેતું હૈયું જગત–વિષયો પ્રેમબળથી,
વ્યથા તો યે તેની મુખ પ્રકટતી સંગસહની.

સુખો દુઃખો સર્વે મહત જનનું ચિત્ત તજતાં,
છતાં જોવા યે તે સમીપ જનનાં બિંબિત થતાં. ૧૫૨

●

જોતી સખાહૃદયકાર્મુકને નમેલું,
પ્રેરી વિષાદજળનાં હિમબાણુ દેતું.
સ્પર્શી જતાં હૃદયમાં શીતને પ્રસારી
કંપાવતાં વપુનલિની મદાલસાની. ૧૫૩

જળ સંકોચના જેવી સ્થિતિ મદાલસામુખે
હાસ્યથી થાય, ને ગિરા વીણા નાદ સમી સ્રવે. ૧૫૪

●

**મદાલસા :**

પુત્રો જઈ ગુરુગૃહે બદલી જતા છે,
કે સંગથી પર થતા, મુજથી બન્યું સે?
શિક્ષા ન યોગ્ય મળતી, અથવા શીખે ના,
તે દોષ અત્ર મુજનો? પ્રિય! ન્યાય છે આ? ૧૫૫

હું પ્રેમ પુત્રઉરથી ખણુતી રહી છું,
નિષ્ઠુર તેથી સઘળા મન ધારણા શું?
ના, તો કટાક્ષમય છે મુખમાં ગિરા શી?
સંસાર સ્વાર્થવિષથી નવ ક્યાં વિષારી? ૧૫૬

શક્તિથકી હૃદયના મળતું કદીએ,
એ તો જનો સજીવયંત્ર સમાં બનાવે.

છે રાજશક્તિ કર, આપ વળી પિતા ના ?
પુત્રોતણા જીવનના બનશો નિયંતા." ૧૫૭

●

સ્વસ્થ ઉર થતું છે એ દૃષ્ટિ એ વેધક થતી;
પતિના મુખ મંડાઇ ઉરનું શુભ પેખતી. ૧૫૮

●

પ્રાણેશ્વરીહૃદયથી ઉઠતો નિનાદ
સ્પર્શી જતાં હૃદયને રણકાર પ્રેરે.
ચંદ્રે સુધાસ્રવણ તેમ અહીં રહેલી,
ચંદ્રાનને વિજયજ્યોત જ્વલંત કેવી. ૧૫૯

પત્નીતણા વદનઅંબુજ મીટ માંડી;
પ્રત્યક્ષ સર્વ કરતો દયિતાગિરાથી.
એનું પ્રહર્ષી ઉર સ્વસ્થ થઇ જતું ને
વાણીપ્રહાર ઉપહાર રૂપે ધરી દે. ૧૬૦

●

ઋતુધ્વજ :

દિક્કાલે સ્થિત વિશ્વની નલિનીમાં ત્રૈગુણ્યવારિ છલે,
જેમાં અંબુજ નામરૂપ, વિષયો—કેરી સુગંધી ધરે;
ત્યાં મોહે શિવ તો જીવત્વ ભજશે માટે પરિહારવા,
સદ્વિચારગજેન્દ્ર બાળઉરને તું અર્પતી ખેલવા. ૧૬૧

●

કર્તવ્ય તારું ક્ષણુ ઇષ્ટ હોય,
છતાં સ્મરે ના સ્થિતિભેદ લેશ.
સંરક્ષતાં પ્રાણુ, અરિ વિદારે
તે શસ્ત્ર અર્પી શિશુના કરે દે. ૧૬૨

કિશોરની ઉમ્મરને વટાવે,
કે સર્વ પુત્રો વનવાસ ધારે.
શું આત્મઉદ્ધારતણી વયે એ,
સંશુદ્ધિ અર્પી સુતને રહેશે? ૧૬૩

●

વધુ બે પુત્ર આત્માર્થે સેવતા વનવાસને
આચાર્યદેવથી આવ્યો આજે સંદેશ એ મને. ૧૬૪

●

ગયા અરણ્યે સુત પંચ પ્રેમે,
તેવા જશે બે લઘુ આશ્રમે તે.
અલર્ક! આ બાળક કોણુ જાણે
ભૂતિ ભજે કે ગ્રહશે વિભૂતિ? ૧૬૫

●

તું તો છે જનન્યાયદંડ તજતી, કે એ તજી દે તને,
ન્યાયાધીશ છતાં અવ્યક્ત હૃદયે સ્થાયી નિવાસી રહે.
પ્રેરે પ્રાણુ વિચાર વાગ ઉર જે, સાન્નિધ્ય તેની પ્રિયે,
શું નિર્દોષ ગણાય કૃત્ય તુજ આ? છે શેષ ના કાંઇએ. ૧૬૬

●

જન્મે રાજગૃહે તેને શીતઉષ્ણાદિ દ્વંદ્વ, ને
નિર્વાહાર્થે પરાધીન બનાવે ધન્ય માતને!" ૧૬૭



કુસુમ કરગ્રહી કો હસ્તીશીર્ષે પ્રહારે
ઝરણજળ વહંતાં ગંગમાંહી મળે, કે
પવન ગગનસીમા માપતાં પામતો જે:
કટુ હૃદયગિરાની સ્પર્શ માત્રે સ્થિતિ તે. ૧૬૮



લેવાય હીંચ પદથી વહતા અનિલે
આવે સુગંધ મધુરી સઘળી પમાયે.
વ્યોમે યુવાન વયની શશી શક્તિ ધારે
ઉલ્લોલ દૃષ્ટિ બનતી કથતાં પતિને. ૧૬૯



મદાલસા:

ભૂપાળનાં બાળકને મળેલ,
શું અન્યનાથી અણુ ભિન્ન દેહ?
ને માતપિતા નૃપબાળનાં એ,
શું અન્યથી પ્રેમ વિભિન્ન ધારે? ૧૭૦

સંતાન છે માતપિતા હશે ત્યાં,
પરસ્પરે શું નહિ લાગણી ત્યાં?
અપ્રેમ ને પ્રેમ, વિયોગયોગ-
નાં દ્વંદ્વથી મુક્ત રહેલ સર્વ? ૧૭૧

દુર્ગંધ દેતું સરવારિ જેમ
વહંત સ્રોતે મળનાર તેમ?
મમત્વવારિ મનના સરેથી
વહી જતાં છે સ્થિતિ તે અકથ્ય. ૧૭૨

ના ભેદપ્રાપ્તિ લવ વસ્તુમાંહે
પાત્ર પ્રમાણે સ્થિતિભેદ દર્શે.
મમત્વમાં તો જળ લાગણીનું,
સમત્વ તો અમૃત દે સદાનું. ૧૭૩



વિસ્તૃત ચિત્તથી થાયે વ્યષ્ટિપ્રાણુ સમષ્ટિના,
સુખ ને દુઃખ વ્યક્તિનાં ત્યાં તો લેશ જણાય ના." ૧૭૪



ઉલ્લંઘે વહતી નદી તરણિથી સાથે થઈ પાન્થ બે,
ત્યાં દે વાયુ હિલોળ, નાવ ડગવે, નિષ્ણાત તારો ડરે?
જાણે જે તરવું ન તેહ ડરતું ત્યાં અન્ય આશ્વાસતું,
તેવું ધૈર્ય મદાલસા દઈ રહી સ્વસ્વામીને આપનું. ૧૭૫

છે સંસારનદી મહા બળવતી જ્યાં પાન્થ પત્નીપતિ,
ચાહે તે ભવપાર, સંગ તરણિ બન્ને ગ્રહી દેહની.
પુણ્યોપાપમરુતના બળથકી મોજાં શુભાશુભનાં
આવે, સ્વાંત અસંગ ના ઋતુધ્વજે, તે શું બને તુર્તમાં? ૧૭૬



સુશ્લિષ્ટ સર્વાંગ રહેલ ઝૂલે
જે હીંચથી કંપિત કૈંક થાયે.
નિદ્રિત પુત્રે નિજ દૃષ્ટિપાત
કરી, વદે છે પ્રિય પત્નીસાથ. ૧૭૭



ઋતુધ્વજ :

મહા સિન્ધુમાંહે પ્રતિસ્થળ મહા મોજ ઉછળે
જુદાં રૂપોધારી લહરિ પ્રસરે બિન્દુ સઘળે.
ત્યમે આત્માના યે ચિનમયજળે નામરૂપનાં
જુદાં મોજાં તો યે સમરસ રહે બિન્દુ જળનાં. ૧૭૮

અભેદે ભેદોનું જગત ચહતી બાદ કરવા
થશે જોતા તું શું જળજળ કરે ભિન્ન કરતાં?
સબન્ધો સંસારે વિભુજળમહીં નામરૂપના,
ઉવેખે તું તેથી સમરસજળે ભેદ બનતા. ૧૭૯



ધારી જો તું જગતગૃહમાં દૃશ્ય સંબંધ માત્ર,
તું હું સાથે ગતપ્રભવના યોગથી પ્રાપ્ત થાય.
અત્યારે એ ક્ષણિક ગણુતાં દૂર રે'વા મથે છે,
ભૂમામાંથી અલગ કરવા યત્નતી તું ભૂમાને. ૧૮૦

સાચું છે શું દુઃખથી ડરતાં દુઃખથી મુક્તિ લાધી?
સાચું છે શું સુખ રટનથી સુખની શાન્તિ આવી?

સાચું એ ના અભય બનવું દુઃખને ભેટવામાં?
સાચું એ ના સુખસમય કો લેશ ઉપેક્ષવું ના? ૧૮૧

તારા મારા ગત જીવનના યોગથી શોધતા એ
આવ્યા પુત્રો ઉલટભર તે દૂર તું તો ફગાવે.
આથી તારા કુલિશ ઉરને દર્શતી સૌમ્ય રૂપે?
શું વાત્સલ્યે જનનીઉરનું પૂર્ણ આથી પ્રકાશે? ૧૮૨

કો શત્રુના હૃદયપ્રતિ મેં ક્રોધથી ઘા ગિરાએ,
અદ્યાપિયે લવ નવ કર્યો, તેહ અત્રે બને છે!
પૂજાયે જે હૃદયહૃદયે તેહને દુભતાં હું,
કેવી ઊંડી હૃદય શતધા વેદના વેઠતો છું." ૧૮૩

●

કોઈ નિર્ઝર મંદ મંદ વહતાં ભેટી રહે અન્યને
તો કેવું જળ એ જતું ખળભળી દર્શાવતું દૃશ્યને.
શાન્તિસ્રોત મદાલસા ઉરજળે અદૃશ્ય જે નિર્ઝરે,
તેમાં વાગપ્રવાહ નાથઉરનો આવી મળ્યે ઉછળે. ૧૮૪

●

ગતિભંગ થતો ઝૂલો નેત્રે યે રસરેલ, ને
હાસ્યના ધ્વનિનો વ્યાપી કંપ ઉદ્યાનમાં શમે. ૧૮૫

●

એ હાસ્ય કંપ હસિતાહૃદયે હજુએ
છે તેહ દોલન હજુ કમનીય અંગે.

ફિક્કાશ પ્રાપ્ત કરતી રજની ભૂષાથી,
જોતો ઋતુધ્વજ જતી મતિ યે મુઝાઇ. ૧૮૬



મદાલસા :

નૌકા ફરે સિન્ધુ પરે ભલે ને
સંભાળવું એ જળ ના પ્રવેશે.
છો હોય સંસારસમુદ્ર દેહ
આસક્તિવારિ મન શે ભરાય? ૧૮૭

જુએ જનો સૌ નભ ચંદ્ર એક
દર્શાવતી તે ભ્રમણા અનેક.
અંજાય રાગાંજન નેત્રમાં ના,
તો દૃશ્યની વિકૃત ભ્રાન્તિ છે ક્યાં? ૧૮૮

વેગે કરી કો ફૂદડી ફરે છે,
તેને ફરંતું સઘળું જણાશે.
જાતું વિલાઇ સ્થિરતા ગ્રહ્યાથી,
છે સ્થાણુ તેવું ઉરઆત્મકેન્દ્ર. ૧૮૯

એ આત્મઝાંખી પળ જો પમાય,
એ રશ્મિ જો બુદ્ધિથકી ગ્રહાય;
તો સ્વાંત ને પ્રાણ અહંત્વ દૃશ્યો
સૌ વ્યોમચિત્રો સરખાં જણાય. ૧૯૦

પાંચે મહાભૂત સુસાધ્ય જેને
છે ધારણાથી, અવરોધ તેને ?
શ્રદ્ધા કૃપા યત્ન અખંડ સેવ્યે
આત્માનુભૂતિ સ્થિતિને પમાય. ૧૯૧

નિરાસક્ત નિરાકાંક્ષી આત્મસંતુષ્ટ કો જન,
પ્રશાન્ત ઇન્દ્રિયજિત તેને ક્યાં શોક કે ભય ? ૧૯૨

●

ને કર્મયોગે કંઈ એષણાથી
આવેલ પુત્રો, તજતાં ઉપાધિ
કર્માનુસારે નિજ માર્ગ ચાલે,
પ્રવાહમાં સ્થૈર્ય ન, રોધ ત્યાં શો ?" ૧૯૩

●

ઋતુધ્વજ :
શાથી તું ઉપહાસ આજ કરતી અર્પું સ્મૃતિ પૂર્વની,
જ્યારે કેદ પડેલ શત્રુગૃહમાં જ્યાં હું ન કોઈની.
ને ના નિર્ભય પ્રાણ, ત્યાં પ્રથમ તું જોતી હતી મુજને
ત્યારે જે હૃદયે હતી ઉછળતી તે લાગણી ના સ્મરે ? ૧૯૪

●

ત્યાં પ્રાણશંક ઉરમાં ભય શું હતો ના?
અજ્ઞાત તું મુજથકી હરખી હતી ના ?
એ લાગણી જીવનમાં તુજ-મુજમાંની
સર્વે વિલુપ્ત બનતાં રસબિન્દુ ક્યાંઈ? ૧૯૫

કલ્લોલહીન સરિતા નજરે જણાશે ?
ઊર્મિવિહીન બનતાં જીવવું સહાશે ?
આ વિશ્વની સમતુલા કરઊર્મિને ના ?
હો પ્રાણ જો હૃદય તો મન ઊર્મિ છે ના ? ૧૯૬



જીવનસ્રોત સંયોજે ઊર્મિ શિવસિંધુથકી,
ઊર્મિપ્રવાહ એ દેવી તજી દે તું તજાવતી. ૧૯૭



સંસારમાં જીવિત માનવ ચાહ રાખે,
ઐશ્વર્ય, શ્રેષ્ઠ પદવી યશ આપ પામે.
એ જન્મસાથ તનયો લઇ આવતા તે
હસ્તે હરી જનની ભીક્ષુક્તા વરાવે. ૧૯૮



વાણી ધનુષ્યથી બાણ વિશ્વજિત વિચારનું,
યોજી પુત્રોપરે દેતી રાક્ષસી માત એ ન શું ? ૧૯૯



**મદાલસા :**

થાતી છે પરબ્રહ્મમાં અહમની સ્ફુર્ણાથકી દશ્ય આ,
ઊર્મિશક્તિબળે વિહાર સઘળે નામો અને રૂપના.
એ તો શક્તિ મહાન ગુપ્ત નિવસી પ્રત્યેક હૈયે રહી,
સદ્વિચારબળે નિરોધ કરતાં શક્તિ થતી ઊર્મિની. ૨૦૦

સંસારસિન્ધુ તરણી સ્થિત દેહની તે
ઊર્મિપ્રવાહબળથી ગતિમાન થાયે.
ના નાવને નિયત સ્થાન જવાતણું, ને
ના કર્ણધાર, તવ શાન્તિ મળે પ્રવાસે? ૨૦૧

ઉત્સાહ વાયુ સઢ સંયમને ભરી ને
નૌકાસુકાન અરપે કર આત્મશ્રદ્ધા.
ને લક્ષ ના પથતણું પળ ચૂકતું જે,
ઊર્મિતરંગ પર નાવ નચાવતું તે. ૨૦૨

પોતે સપાટીપરથી સુતને નિહાળી
જોતા તરંગ સ્થિરતા, પણ ક્ષીણ પ્રાપ્તિ.
ને જે પ્રપાત કરતી તળ અન્ય દૃષ્ટિ,
તે સત્યને નીરખતી બહિરંતરેથી. ૨૦૩



અધ્યાપકોની દશ સંખ્ય જેમ,
આચાર્યનું ગૌરવ છે કરેલ.
સહસ્ર અધ્યાપક તુલ્ય તાત
કલ્યાણ સંતાનતણું કરે ન? ૨૦૪



ક્ષતિ સુધારશો મારી શતાચાર્યથકી વધુ,
તાતમાં શક્તિ, તેથી આ રક્ષશો બાળ આપનું." ૨૦૫



રહ્યાં ઝૂલે બન્ને સમવિષમ હૈયાં પણ હતાં,
વળી નેત્રોથી એ ઉર કથન શાં મૌન કથતાં.
હતો નિદ્રામાં એ તનય સરકી હીંચબળથી
ક્ષમા અંકે જાતાં, જનની કર ઝીલે ક્ષિતિથકી. ૨૦૬

●

કેવી થઈ ચપળ એ ચપળા સ્મરાવે,
હિંદોળસંગ તજતાં તનને ગ્રહી લે.
વિક્ષોભ, નિંદ લઇ ક્રંદનભેટ દે ત્યાં
આશ્લેષ સાથ ઉરશાન્તિ અલર્કને દે. ૨૦૭

●

સમતુલા થતાં ભંગ સ્મિતસાથે ઋતુધ્વજ,
નીરખી માત ને બાળ વિચારી રહતો ઉર. ૨૦૮

●

'હોમે અંગ પતંગ પ્રેમબળથી ત્યાગે વળી સારસ,
કૂર્મી અર્ભક પોષતી દૂર રહી એ ભાવનાનું બળ.
એ આત્માર્પણ, ત્યાગ ભાવબળની ધારા મળી વિશ્વમાં
માતાવત્સલઉરગંગ પ્રવહી પાવિત્ર્યને રેલવા.' ૨૦૯

●

એ બાળ નિદ્રિત થતાં લઇ સદ્મ જાવા,
દાસી કરે અરપતાં ગઈ ઈંગિતજ્ઞા.
હિંડોળ ત્યાં મૃદુ પદે વળતી થઈ ને,
સાથે બિરાજી પતિનું મુખ નીરખે છે. ૨૧૦

●

શશીપ્રકાશાંજન નેત્ર આંજી
જોઈ રહી એ પતિ નિર્નિમેષ.
આહ્લાદનું વારિ છલાય ઉરે,
ઋતુધ્વજે એ ઢળતાં વદાવે. ૨૧૧

ઋતુધ્વજ :

હો લક્ષ આચાર્ય પિતા સહસ્ર
સમાન માતા પદવી ગણાય.
વિનમ્રતાનો સજી સ્વાંગ, દેતી
વિનોદ સાથે તનયો ભળાવી. ૨૧૨

છે ભાવનાઅંકુરથી વધેલું
બ્રહ્માંડનું વૃક્ષ નભે છવાયું.
ચારે અવસ્થા સહ દેહ ચારે,
શાખા પ્રશાખા અતિશે પ્રસારે. ૨૧૩

એ વૃક્ષડાળો સહ ડાળી પત્રો
નવાંકુરો નિત્ય નવા બતાવે.
સર્વત્ર રેલે રસ વાણીશક્તિ
તે પુષ્ટિ પામે પણ ભાવનાથી. ૨૧૪



જેવો દ્રાવ વસે રસે, ત્યમ ઉરે જેવી વસે ભાવના,
વાણી તેમ વિચાર વર્તનથકી તે પામતી મૂર્તતા.

માતાના ઉરભાવવારિઅળથી સિંચીત સંતાન ત્યાં
હું કે કો બદલી શકે કયમ કરી એ ભાવના અન્યથા. ૨૧૫



પુત્રોના સુખની આશા સર્વથા ઉર આ તજે,
છતાંયે વંશરાજ્યાર્થે તું અલર્ક ન રાખશો? ૨૧૬



**મદાલસા :**

હશો સ્વામી નિત્યે કંઈક જનનો ન્યાય કરતા,
હશો તેવી રીતે અસત જનનો દંડ કરતા.
જનો સેવે તેની અસર પડતી છે મન પરે,
પછી અત્રે માતા અસુરહૃદયા માર્દવ ધરે? ૨૧૭



સ્વભાવથી વર્તનથી વિચારે,
સંકલ્પ, ઇચ્છા મતિના પ્રમાણે;
સંતાનને દાનવ - દેવરૂપ
નિઃશંક માતા બનવી રહેલ. ૨૧૮

આવે જરા ને ક્ષય વૃદ્ધિ વ્યાધિ,
ને તેમ ક્લેશો ભયની ઉપાધિ.
છે સ્વાંતશત્રુ ષટ તે બળેથી,
શિવત્વનું દે સ્મરણે તજાવી. ૨૧૯

શત્રુ બહિરંતરને દબાવ્યે
રૂપાન્તરે રક્ષક એ બને છે.

અમર્ત્ય શત્રુકરથી બનાવી
હું દેઉં મુક્તિ તનને વરાવી. ૨૨૦

ચરાચરે જે નિજરૂપ રેલે,
પ્રત્યેક તેની અમીધાર પામે.
ચાહે મહાત્મા સહુ તે ચહું હું
શે પુત્ર બંદી પળ એક રાખું ? ૨૨૧



માતા ! આ પ્રેમશબ્દે જે, સંબોધે બાળ મુજને;
અન્ય માતા પછી તેને સ્વપ્ન મધ્યે ય સંભવે ? ૨૨૨



સિન્ધુસપાટી પર સદ્મ થાય,
કે આગીએ પ્રાપ્ત શશીપ્રકાશ,
શીતે ઠરી પાવક થાય હિમ,
બને; છતાં નિષ્ફળ કર્મબાણુ ? ૨૨૩



મુક્ત વિચારનું બાણુ થયું તે લક્ષ ભેદશે,
હવે ક્યાં તૂણુમાં શેષ અર્પવા શાન્તિ આપને. ૨૨૪



ઋતુધ્વજ :

તમિસ્ર પ્રેર્યું મહિષાસુરે, તે
લે આવરી વિશ્વથી સત્ત્વસૂર્ય.

દેવો રજસ્‌નાં લઈ શસ્ત્ર સર્વ
યુદ્ધાગ્નિમાં દે અરિસૈન્ય હોમ. ૨૨૫

અંધારથી આવૃત સત્ત્વભાનુ,
ઉદ્ધાર પામે? નહિ સૌ હરાયું.
સર્વાત્મ ત્રગુણ્યથકી અતીત–
ને પાર્થતા દેવ વિમુક્તિ અર્થ. ૨૨૬



ધર્મ, સત્પુત્ર રક્ષાર્થે વિગ્રહ જગદંબનું,
થઈ ઉદ્‌ભૂત આત્માનાં રશ્મિ પુનઃ પ્રસારતું. ૨૨૭



સૌ રાક્ષસોથી સુરત્રાણુ દેવી
કરી, પ્રસારે સઘળે પ્રશાન્તિ.
સત્પુત્ર રક્ષા પળ અન્ય ભોગે
ચાહું ન, તેવી સ્તુતિ ના સુરે છે. ૨૨૮



અલર્ક, એકને માત્ર રાજ્યયોગ્ય બનાવવા;
દેવીને દેવ આરાધે? ના, સ્વામી હૃદયેશ્વરી! ૨૨૯



સમત્વ ને તોષજ સદ્વિચાર,
સત્સંગ રક્ષે જનચિત્ત ચાર.
છતાં ફળે તે સમયાન્તરે, ત્યાં–
સુધી સિઝાવું ઉરવાસનામાં? ૨૩૦

પુત્રથી વંશરક્ષાની ઇચ્છા તું પૂર્ણ ના કરે?
શમે ના ત્યાં સુધી મારા ચિત્તનું ક્ષેમ શે હશે? ૨૩૧

મૃત્યુ જેનું સુણી પૂર્વે પ્રાણ જે શીઘ્ર દે તજી
પ્રિયે! આ તે જ ભેદંતી નાથનું ઉર હર્ષથી. ૨૩૨

●

ખીલી જતી હૃદયપંકજ પાંદડીને
આધાર એક ઉરની નલિનીતણો છે.
આઘાતકેન્દ્રપર અંકિત લેશ થાતાં
સૌ અંગદંડ–ઉરપદ્મ ધ્રુજી રહેતાં. ૨૩૩

●

જળમાં આર્દ્રતા વ્યાપ્ત, રૂપમાં નામ વ્યાપ્ત છે;
સંસ્મરણોમહીં તેમ, સુખ ને દુઃખ વ્યાપ્ત છે." ૨૩૪

●

કંપાવતી પતિગિરા ઉરપદ્મ સાથે
સર્વાંગ કંપ કરતાં ભૂતકાળ દર્શે.
છે દેહયષ્ટિ પતિની કરવલ્લીથી ત્યાં
આલંબતાં નયનપાંપણ છે ઢળેલી. ૨૩૫

●

પડંતાં વારિમાં જેમ આવે શિર સપાટીમાં,
ભૂતકાળ જળે તેમ તરે છે વર્તમાનમાં. ૨૩૬

●

આવી રહી તટ પરે બળ સાથ તન્વી,
સર્વાંગથી ટપકતું ગતકાળવારિ.
ગ્રીષ્મે અરુણઉદયે શીતવ્યાપ્તિ જેવી
વાણી વહે, પતિ સુણંત મદાલસાની. ૨૩૭



મદાલસા :

પામ્યા છે પતિ મૃત્યુ એમ સુણતાં પ્રાણો પળે જેહના,
વિશ્વે ઉત્તમ તે સતી, અનલમાં સાથે થતી મધ્યમા.
થાતાં નાથવિયોગ, યોગ સ્મરતાં નિષ્પ્રાણ અંતે થતી
સ્ત્રી એ વિશ્વ અનેક; માત્ર પુરુષે દૃષ્ટાંત છે આપથી. ૨૩૮

સાવિત્રી પતિ સત્યવાનવપુમાં લાવી પુનર્ પ્રાણ તે
પામી લોકઉરેથી પ્રેમકુસુમો ને નામ આજે રહે.
એણે તો શબને સજીવ બનવ્યું, પાસે ન તે યે છતાં–
આપે તો અવશેષ ભસ્મઅણુને મારા રૂપે ફેરવ્યાં. ૨૩૯

એ આત્માર્પણ, પ્રેમપુષ્પપૂજિતા, ત્યાગાર્ઘથી વંદિતા–
ને, ગંધાક્ષત શ્વાસનાં અરપતાં સંપુષ્ટતા ભાવના.
જાપી મંત્ર વિચિત્ર નામ મુજનો જીવન્ત જેણે કરી,
તેવા આપપદે ઉરેશ! ધરવા છે શેષ કાંઈ નહિ?" ૨૪૦



મુનિજનમન ધારે પ્રેમપ્રાબલ્ય શિરે,
સુરજન પ્રણમે યે ત્યાગપીયૂષ તેને.

મનુજઉર છલાઈ પ્રેમ ને ત્યાગકેરી
અનવધિ ઝરણીઓ વિશ્વક્ષેમે વહંતી. ૨૪૧

●

રંગી દે છે અરુણ ઉદયે નીલ ક્ષિતિજ જેવી,
તેવી રીતે પતિવદનમાં રંગ પત્નીગિરાથી.
નેત્રો કેવાં ટમટમી રહ્યાં આર્દ્રતા શી છલાતી,
વ્યાપી ઊંડી ઉરવિષમતા સર્વ કેવી વિલાતી. ૨૪૨

ઔદાર્યેથી રજનીપતિએ સ્નિગ્ધ જ્યોત્સ્ના પ્રસારી,
હિંદોળે ચે શ્રમિત બનતાં શાન્તિની ચાહ ધારી.
લાભે છે એ નયનનયને યોગની કોઈ સિદ્ધિ ?
ના, બન્નેનાં ક્ષણ વિરમતાં સ્વાંત સાધે સમાધિ ! ૨૪૩

વચિત્ર્યે છે જગત રચના, માનવીના મને છે,
તેવી રીતે પ્રકૃતિ જનની ભેદ મધ્યે વિરામે.
તેથી જેનાં હૃદય પળ કો આત્મસાન્નિધ્ય પામે,
તેવાંનાંએ બહિર જીવનો ભેદપંથે વહાવે ? ૨૪૪

●

વિષ્ણુવાહન છો પ્રકાશગતિએ આકાશના અંશમાં
ઊડે, તો ય વિરામ અંત મળશે વિશ્વંભરા વિણ ક્યાં ?
તેવું માનવસ્વાન્ત ઊર્ધ્વગતિમાં મૂકાય ત્યાં શે ટકે ?
દેહે પ્રાણનિવાસ પૂર્ણ કરવા નિર્માણ તેનું રહે. ૨૪૫

●

અભેદમાં ભેદતણી પ્રતીતિ,
પામ્યા છતાંએ સ્થિરતા જણાતી.
માધુર્યથી આનનકંજ રમ્ય
પ્રફુલ્લતું પૂર્ણ સખીગિરાથી. ૨૪૬

ઋતુધ્વજ :

ત્રણે અવસ્થા ગુણ ત્રૈગુ સંગ,
તું દર્શવા શી સમયાવધાન.
મંદાકિનીનાં ત્રય રૂપ જેમ,
તું વિલસે છે મુજ ઉર તેમ. ૨૪૭

●

મારી ચિત્તગતિ તું ઊર્ધ્વ કરતી ઉત્પતિ સ્થાને મૂકી
દે, તું હું ન ઇદમ્ પ્રભેદ લવ, જ્યાં સ્થાયી પ્રભા મૌનની.
ઉલ્લોલે રસતી પ્રપંચનદ તું જાણે રસાત્માવિચિ
બીજાનું સ્મરણે વિચ્છિન્ન કરતું સ્વાનુભવ્યું ક્યાં નહિ? ૨૪૮

●

પાદોદકીવિચિપરે તરતો રહી હું,
આ વિશ્વપીણુથકી જ્યાં રમતો હઉં છું.
ત્યાં રાજ્યના–તનયના પ્રબળા તરંગો–
શાથી વિવેકનયનો મુજ આવરી દે? ૨૪૯

●

મુઝાવી ઉર મારાને કરંતાં વેદનાલય,
શ્વાન કાચગૃહે પામે, તેમ હું વાસના કર. ૨૫૦

●

વ્યાપી રહ્યું વદન દુર્જય સ્મિત તારે,
અત્રે અતીત બનવા મુજથી ચહે છે?
લેવાય હીંચ પદથી ધ્વનિ ના ગમે એ?
તુંને જતાં સમજવા મુજ હાર થાયે. ૨૫૧



નિર્દયા! હસ્ત તારાથી મારા તું ઉરુદેશને
અર્પતી વેદનાપુષ્પ તેનું યે લવ ભાન છે? ૨૫૨

**મદાલસા :**

શત્રુશસ્ત્રો થતાં બુઠ્ઠાં ભેદતાં જેહ અંગને,
તેહના અંગમાં છેદ થતો શું કરકંકણે? ૨૫૩



લીધું સમુદ્રજળ પાત્રમહીં ભરી કે
સાથે મમત્વ ઉપજી દુઃખ ભેદથી દે.
આત્મોદધિ સભરનું જળ નામરૂપે
આંચ્યે પ્રભેદ ઉપજી સુખ :ખ દે છે. ૨૫૪



મર્યાદા દુઃખનું ધામ અપરિચ્છિન્નતા સુખ,
દુઃખનો બલિ અર્પીને, સુજ્ઞ એ સેવતા સુખ. ૨૫૫



સ્થાપી કો હૃદયે સ્વઇષ્ટ પ્રતિમા, જેવું સદા ચિંતવે,
તેવાં તે ગુણધર્મ શક્તિ ક્રમથી અસ્તિત્વમાં પામશે.

ધ્યાતા ધ્યાન ત્રિપુટી ધ્યેયતણી હો, છે ત્યાં સુધી વાસના,
ને છે ભેદ તહીં કહીં સુખ મળે નિર્ભેદતાના વિના. ૨૫૬

•

સિન્ધુમાં ક્ષારની જેમ, ભેદે વ્યાપ્તિ અભેદની;
નામ ને રૂપ કો એક સેવતાં પ્રાપ્તિ તેહની. ૨૫૭

•

જેને પ્રસૂન અરપું પ્રતિશ્વાસનાં હું
તે પૂજ્ય ઇષ્ટ પળ શું ભૂલથી ડુભાવું?
હું નિર્ગુણા, સગુણને ભજતાં થઇ છું,
તે આ પ્રતીકઉરમાં સ્થિર શાન્તિ ચાહું. ૨૫૮

•

ઋતુધ્વજ :

હાસ્યથી ઉર આ દર્શી, અર્પતી સાથ હાસ્યને,
દેવી! રહસ્યપૂર્ણા તું, તેથી અજ્ઞાત મુજને. ૨૫૯

•

આવી મળ્યાં પ્રભવથી સુખસાધનો જે,
તેને તજી વન જવા વિણ સિદ્ધિ ના છે?
નાની વયે જગત રાગ તજી વિરાગી
પુત્રો થયા, વિષયની ગઈ બુદ્ધિ ત્યાગી? ૨૬૦

બુદ્ધિ અપક્વ ઉર ચંચળતા વધારે,
ચાંચલ્ય આત્મરતિની દૃઢતા વધારે?

શ્રદ્ધા ન ત્યાં પદધરે ક્ષણુ જ્ઞાનભક્તિ ?
ને એહ સ્વપ્ન નહિ ત્યાં સ્થિત આત્મસિદ્ધિ ? ૨૬૧

માની લઉં તનય સાધનશુદ્ધ સર્વે,
તે આત્મસંસ્થ બનશે નવ શંક તે યે.
આત્મોન્નતિ અટવીમાં નિવસી રહી શું ?
હો સત્ય એહ પથ તો સહુ વિશ્વનું શું ? ૨૬૨



અરણ્યે આત્મનું શ્રેય થાય, એ સત્ય તો તુંથી;
થએલું કેટલું પ્રિયે ! જો, કર તુલના પુત્રથી. ૨૬૩



**મદાલસા :**

કલ્લોલિની મૂળ, પ્રવાહ, મુખ
છે તેમ ભેદો ત્રણુ કર્મના જ.
પ્રારબ્ધ સંગે વપુ, અન્ય બન્ને
અજ્ઞાત છે માનવને રહેલ. ૨૬૪

જન્માન્તરે સંચિત કર્મ સર્વ,
પ્રારબ્ધદ્વારા ફળતાં થએલ.
ક્રિયા થતી નૂતન કર્મની તે
વર્તુળ શી સંચિતમાં મળે છે. ૨૬૫

કર્મોતણું માનવ જે નિયંતા,
સ્વાધીન ના તે ફળભોગમાંહે.

છે પુણ્યમધ્યે સુખ, પાપ દુઃખ,
અવશ્ય ભેટે મળતાં પ્રસંગ. ૨૬૬

●

પુત્રોનો આપણો યોગ થયો તેમ વિયોગ છે;
સંસ્કારો થતાં પૂર્ણ, સર્વને તેમ તેમને. ૨૬૭

●

પિતા કરાવા સુતથી વિયોગી,
મારે હશે ના વનવાસ તેથી.
હશે નહિ છે ન હતું, શું તેનું
પ્રાણેશ! ઉરે દુઃખ નિવસેલું? ૨૬૮

●

પ્રફુલ્લી વિશ્વની વલ્લી આત્માના રસથી રહી,
સંતપુષ્પો જહીં સ્ફુટ શુચિ ગંધ રહે ધરી. ૨૬૯

●

ઋતુધ્વજ :

શાસ્ત્રો, આપ્ત ગિરોપદેશરૂપના કલ્યાણગંધાક્ષતે,
તું પ્રેમાંજલિ નવ્ય આજ ધરતી ઔદાર્યથી મુજને.
તારો યત્ન પ્રશસ્ય શિષ્ટ ગ્રહશે, તો યે સ્મૃતિ અર્પું હું
ઉચ્ચાચારવિચારપુષ્પ સ્વજનો સત્કારતાં સર્વ શું? ૨૭૦

●

વારિથી પદ્મનાં પત્ર ભીંજાયે તેમ તું શ્રમ
ફળે છે ઉર મારામાં, પ્રશસ્ય યત્ન છતાં પ્રિય. ૨૭૧

●

સાધુત્વ ચિત્તસરથી સહજે છલે ત્યાં,
ભેદો અરણ્ય-ગૃહના ગણવા રહે ક્યાં?
સંસારબીજ સ્ફુટતું સ્ફુરણાથકી, તે
અત્રે કરાય લય પુત્ર વને વળાવી? ૨૭૨

શિષ્ટોતણું જીવન વંદ્ય જનો ગણીને
નિત્યે જતાં અનુસરી સ્મરતી નહિ એ?
ત્યાગી થયા તનયનો પથ સૌ જનો લે,
તો તે પ્રજાજીવનનો ક્રમધ્વંસ ના છે? ૨૭૩

સેવા સધાય સહુની કથશે કદી તું,
તો યોગ્ય સ્થાન નૃપના કર તે રહેલું.
કોઈ પ્રદીપ પ્રકટે રવિ દર્શવાને
તેવું પ્રિયે! ન બનતું તુજથી હજુ એ? ૨૭૪



ત્યાગી પુત્રોથકી થાશે રાગીની સેવ શી રીતે?
સુણે તો યે મુખે તારા સ્મિત મંદ રમી રહે." ૨૭૫



શું ક્ષીરાબ્ધિતરંગસંગ રમતાં પદ્માસને પદ્મજા,
ને પામી પતિશક્તિભર્ગલહરી હર્ષાનિલે ડોલતાં?
ના, છે સિન્ધુમદાલસાઉરતણો, કલ્લોલ સ્વામીગિરા-
ના, દે અંગપ્રકંપ, હર્ષ અનિલે હિંદોળ કંપાવતા. ૨૭૬



પ્રસ્ફુટ હર્ષચંદ્રે છે કુમુદાંગ મદાલસા,
વિકસ્યા મુખપદ્મેથી મુક્તા દર્શિત દંતનાં. ૨૭૭

●

એ કેશિનીઅલકની લટભેટ વાયુ,
કંઠે ધરે પણ સદાશિવ ક્યાં થવાયું?
વેલી પ્રફુલ્લ રસહર્ષતણી સમીપે
છે પ્રસ્તરી ઉચરતાં કરડૂંખ સ્પર્શે. ૨૭૮

●

મદાલસા:

પૃથ્વીમહીં બીજ વવાય તેનાં,
અનેક ઉદ્ભૂત ન છે થએલાં?
પુત્રો અરણ્યે સ્થિત બીજ જેમ
આવ્યે સ્વજેવાં કરશે કંઈને. ૨૭૯

દાતા બને છે જન સંચયેથી,
એકાન્તથી સંચિત શક્તિ થાતી.
ને જેમ દે છે ફળ મંત્ર ગુપ્ત,
તેવા ગએલા તનયો અરણ્ય. ૨૮૦

●

એકમાંથી અનેકોને સર્જવા વનવાસ છે,
તિતિક્ષા ના તપસ્ ત્યાગ, ત્યાં મહાશક્તિ ભાસશે? ૨૮૧

●

હિમાદ્રિના શૃંગથકી ઢળી જે,
શુચિત્વ વીચી છલકાવતી તે,
પાપો નિવારી સઘળાં, જનોને
પવિત્ર્યગંગા જળથી સમર્પે. ૨૮૨



સંત છે ગંગથી શ્રેષ્ઠ, સ્મૃતિ ને સંગ દર્શને,
દહે ત્રિતાપ સર્વેના સંત આત્મપ્રતીક છે. ૨૮૩



જીવન્ત દેહે શિવરૂપધારી,
શિવત્વગંગા જનમાં વહાવી;
અતીત વિશ્વે પણ વિશ્વમૂર્તિ–
પુત્રો થશે સંત, ઉરે વ્યથા શી! ૨૮૪



જન્મ ને મૃત્યુના સાક્ષી જે દેહે જન તેમને,
આત્મસંસ્થ થઈ પુત્રો, ચિત્તની શાન્તિ અર્પશે." ૨૮૫

આવે પાત્રપ્રમાણ વસ્તુ, ત્યમ આ શે લે વધુ વામન?
ધારી ને બલિ, ચાહ પૂર્ણ કરવા સંકલ્પનું લે જળ.
દષ્ટા શુક્રસલાહને અવગણે, આચાર્યને એથકી
થાયે, તેમ મદાલસા પણ ધરે સ્વામીઉરે એ સ્થિતિ. ૨૮૬



ઋતુધ્વજ :

પ્રિયે! તારી ઉક્તિ મુજ ઉર રિઝાવી ક્યમ શકે?
વળી તારી વાણી હૃદય બદલી તો ક્યમ શકે?
ગિરા પુષ્પિતાથી ક્ષણભર થશે મોહ મનને,
છતાં તેથી રીઝે ઉર સતત, એ જ્ઞાત નવ છે. ૨૮૭

વ્યથાક્લેશો સર્વે જગતભરના આશકરમાં.
કથે એ શાસ્ત્રો તે અનુભવ કરી આપ્ત વદતા.
નિરીચ્છાથી આશા દહન કરતાં શાન્તિ મળતી
છતાં તું તો આશા અતિશય ધરે પુત્રપ્રતિની. ૨૮૮



નિરાશાજ્વાલનો દાહ દાહશે એક વાર, તો
આશા, ચિન્તાચિતાસાથે કરાવે સંગ નિત્યનો. ૨૮૯



કૃપાણની ધારથકી સુતીવ્ર
દુઃસાધ્ય આત્માપથ તો ગણાય.
દુર્ઘર્ષ શક્તિ મનવેગની જે,
જિતાય શું બાળ કિશોરથી તે. ૨૯૦



મનજેતા થશે બાળ, થશે તો કોણ જાણશે?
જાણવા વિણ શાન્તિ ક્યાં, શાન્તિ ના, સ્વાસ્થ્ય ત્યાં મળે? ૨૯૧



મદાલસા :

પ્રેરે તાત વિરોધપૂર ઉલટી ઘેરે ચતુર્દિશથી
ત્યાં યે ચિત્ત અકંપ શાન્ત શિશુએ પ્રહ્લાદનું શું નહિ?
ચાહીને વિભુયોગ ધ્રુવ વનમાં જાતો તજી સંગને
ક્ષત્રીવિશ્વ રહેલ કાલગણુના શક્તિતણા સૂર્યમાં. ૨૯૨

●

પ્રહ્લાદ ધ્રુવ કરતાં વય છે વધારે,
ને ક્ષાત્રશક્તિ વધુ છે ત્યમ પુત્રમાંહિ.
ના ત્યાગ ક્ષાત્રઉરનો, તપ ના તિતિક્ષા
શું છાય મુક્તિરમણીતણી પામવી ત્યાં? ૨૯૩

●

પ્રેમસ્વાર્પણશક્તિના ગૃહે છે સિદ્ધિ ગેહિની,
દબાયે કોઇ દ્વંદ્વે ના, છે સાચો એ ગૃહપતિ. ૨૯૪

●

ઇન્દ્રિયગોચર વિભુ નવ છે છતાંએ,
વિશ્વાણુ એક ક્રમભંગ કરી શકે છે?
બ્રહ્મસ્થ ચિત્ત બનતાં ગળતું જતું કે
અસ્તિત્વ નામરૂપ કાર્યતણું રહેશે? ૨૯૫

●

ગાંભીર્ય સિન્ધુતળનું ધરાવે,
મેરુતણી ધીરજને લજાવે,

સ્પર્ધા શશીશૈત્યતણી ઉરે તે
વિચારગંગા હૃદયે પ્રવાહે. ૨૯૬

હિમાદ્રિકેરા હૃદયે સ્ફુટંતી,
રેલાઈ વિશ્વે શિવના શિરેથી,
જન્માન્તરોના મળતાપ નાશ,
ચિત્તે કરે બ્રહ્મવિચારગંગ. ૨૯૭



ચિત્તમંદાકિની રક્ષે, નિગ્રહ દાન ને દયા;
પુત્રશ્રેય વધુ એથી સાધવા શક્તિ આપમાં ?" ૨૯૮



રહી હિંદોળેથી પ્રસરિત થઇ નાદ સ્ફુરણા,
રચી દે તે સૃષ્ટિ ઉપવનમહીં નાદરૂપમાં.
હતી જ્યોત્સ્ના જાણે વિકસિત પ્રભા આત્મવિદની,
હતાં દેતાં બન્ને સ્મૃતિ અરધનારીશ્વરતણી. ૨૯૯

રહ્યું વાણી અંતે જનમનઉરે મૌન ભજવું
હશે એથી જાણ્યું પ્રવહિત પ્રહર્ષે અટકવું.
હતાં હિંદોળે શાં નયન મળતાં માન ધરતાં,
હતી વાણી તો યે સ્ફુટિત બનતી મંદ સ્મિતથી. ૩૦૦

હરી લેઈ છાયા સુરજન સ્વરૂપે પલટવા
ચહી ચંદ્રે જાણે ત્વરિત ગતિ ધારી ગગનમાં.

મહત્તા વાણીની નીરસ બનતી બ્રહ્મવિદમાં,
હશે તેથી બન્ને નિજ ઉર હજુ મૌન ભજતાં ? ૩૦૧

મહામાયા પોતે જગત રચના સર્વ રચતી,
વળી ચિન્તા તેના નિયમનતણી આપ કરતી.
સદા એવી સેવા અવિરતપણે શક્તિ કરતી,
છતાં ઇશે તેની કદી ન સ્તુતિ નિંદા નવ થતી. ૩૦૨

અહીં યે શક્તિ છે પતિગૃહતણો ભાર ગ્રહતી
છતાં પામી રે'તી પતિહૃદયને કંપ ગૃહિણી.
હશે સે'લું શું ના અમન બનવું શક્ય પતિને ?
થતી મોંઘી તેવી મન અમનતા હ્યાં ગૃહિણીને. ૩૦૩



સ્ફુર્તિ સાથે જનો જાગી નિદ્રા અંચલ દે તજી,
સેવે અપૂર્ણ કાર્યોને, સેવે તેમ વિચારણા. ૩૦૪



નિદ્રા ન આવી વિષયોમહીં તો,
સ્વપ્નું સુષુપ્તિ લવ આવશે ક્યાં ?
નેત્રે ખુમારી સ્થિર દિવ્યતાની
દર્શાય છે તે પ્રતિરોમ રેલી. ૩૦૫

સ્વામી જુએ સ્વામિની અંગ, જાણે
લાલિત્ય લેતું લલનાસ્વરૂપ.

રસે રસેલી રસવંતી જોતાં
ઉન્મેષ ભૂલ્યાં નયનો પતિનાં ૩૦૬

અહંત્વકેરો બનવી વિયોગ
જ્યોત્સ્ના રચાવે હૃદયનેત્રયોગ.
વિક્ષેપ તેમાં સ્મૃતિએ કર્યો કે
સહાસ્ય વાણી પતિથી વદાયે. ૩૦૭



ઋતુધ્વજ :

દૃષ્ટિપાતથકી પ્રિયે ! અર્પે ચિત્તનિરોધ તું,
તૂટ્યો રસદોર તે સાથે ચિન્તાના કર હું રમું. ૩૦૮



જો ભાલ મારે ક્ષત શત્રુશસ્ત્રે
થતાં, સહ્યો તે દમથી હશે મેં.
તું પુત્રનો જો મુજ ચાહ પૂરે,
તો લેશ તેથી વ્રણ કેમ પામે ? ૩૦૯



થયું તે ને થવાનું તે વીરઉર ન ચિંતવે,
વર્તમાન છતાં પ્રિયે! અલર્ક, એ નૃપ ના બને ? ૩૧૦



પામી રહી એ પતિપાદ હીંચ,
છે શાન્ત મુદ્રા ત્યમ સ્થિર અંગ.

અર્ધ સ્ફુટચાં લોચન લોલ તેને
પ્રકૃતિનું પોષણુ થાય જાણે. ૩૧૧

પ્રભાતમાં પદ્મ તુષારસિક્ત,
મદાલસાઆનન દૃશ્ય તેમ.
સ્ફુટંત કો પાંદડી જેમ ઓષ્ઠે
જાણે સુગંધી પ્રસરી ગિરાએ. ૩૧૨



**મદાલસા :**

સર્વ કલ્યાણુથી યુક્ત સર્વની મુક્તિ શ્વાસથી
ચહે, તે રાજ્યઅર્થે દે, સ્વપુત્ર બલિદાનને ? ૩૧૩

ગૃહસ્થી ગૃહમાં અન્ન, પાનમાં સરિતાજળ;
છતાં રાજેશ્વરો સ્પર્ધે, સંતોપાદધૂલી શિર. ૩૧૪



ક્ષુધાપિપાસા ભય વ્યાધિ મૃત્યુ-
થી અન્ન ને પ્રાણુપ્રદેશ વ્યાપ્ત.
પવિત્ર બુદ્ધિ દુઃખથી બચાવે,
ને જ્ઞાન સંસારથકી તરાવે. ૩૧૫

મૃત્યુ અને જન્મ, વિયોગયોગ,
સંસારમાં આ ઉછળે તરંગ.
હો રાજ્યગાદી પણુ તેય મોજ;
જ્યાં સ્થૈર્યના, ત્યાં ગ્રહશે અલર્ક ? ૩૧૬

આત્માનું સંધાન, કરાય ચર્ચા
તે બ્રહ્મ અભ્યાસ અહીં તજાય.
આ સાધના દેવ! નવીન રીતે
અલર્કની પૂર્ણ કરાઇ છે કે? ૩૧૭

સર્વ પ્રસંગે વ્યવહાર માત્રે,
પ્રેરાય કર્મેન્દ્રિય તે છતાંએ
અસંગતા આન્તરથી દૃઢાવા
સ્વભાવ જ્ઞાની જનનો રહેલો. ૩૧૮

●

ગૃહતપોવને જ્વાલા ચિર સ્વાર્પણઅગ્નિની,
અહંનો હોમ હોમે જ્યાં ગૃહસ્થસહધર્મિણી." ૩૧૯

●

રોધી ને મન પ્રાણ વૃત્તિ સઘળી એકાગ્ર કો સંયમી
જુએ, ચાહ ફળે હવે સમયથી સેવેલ વર્ષોથકી.
અત્રે યે ત્યમ રાજ્યવારસતણી ઊંડી હતી કામના
તેની સિદ્ધિ સમીપ પત્નીવચને જોવાય આહ્લાદતાં. ૩૨૦

●

ક્ષુધાર્ત નીરખે જેમ ષડ્રસે પૂર્ણ થાળને;
પત્નીવાણીથકી તેમ, પ્રાપ્ત સ્થિતિ ઋતુધ્વજે. ૩૨૧

●

ઋતુધ્વજ :

જાણી તસ્કરસંગ સ્નેહ કરતાં તેનો રહે ના ભય,
ભોગોનો ઉપભોગ તેમ પળ ના ચિત્તે પછી દે ક્ષય.

યત્નો હોય અખંડ, તોય ઉરને જો વાસના ના તજે,
તો તે ભોગથકી વિનષ્ટ બનતાં નિવૃત્તિ અર્પી જશે. ૩૨૨



નમેલા રોપા આ મૃદુ કુસુમનો ભાર સહતા,
ત્યમે જ્ઞાનીહૈયે કુસુમ સ્ફુટ હો ચાહતણું ના?
પ્રિયે! તારી ઇચ્છા, તુજ ઉર તજી સ્થાન મુજમાં–
લઈ, ઇચ્છાવે છે શિશુ લઘુ રહે રાજ્ય કરવા. ૩૨૩

ત્રિતાપોનો અગ્નિ શમિત બનતો સ્પર્શન થતાં,
વળી શાન્તિકેરો અનિલ હરતો દાહ સઘળા.
જતી ભોગો સાથે વિકસિત થતી મોક્ષકલિકા,
અહો! જ્ઞાનીનું તો વપુનગર જાણે સુવનિકા. ૩૨૪

પ્રિયે! જો તું વ્યોમે વિધુમુખ વસેલી મલિનતા,
અહીં જોઉં તારા હૃદયવિધુમાં કલ્ક લવ ના.
પ્રિયે! માતા એ તો વિભુહૃદયની મૂર્ત પ્રતિમા,
ચહે તું તો અત્રે અલરક રહે રાજ્ય કરવા.” ૩૨૫



ક્ષીરાબ્ધિઉરથી શશી પ્રકટતાં મોજાં વિખેરે, અને
વિસ્તારે સ્વપ્રકાશ, તેહ દયિતા તાદૃશ્ય અત્રે કરે.
એ હાસ્યેન્દુ મદાલસાઉદધિને ઊર્મિબળે ભેદતાં
આવી મુખપરે નિવાસ કરતાં કલ્લોલ સ્વામીગિરા. ૩૨૬

સાથે તેજ તમિસ્ર, તેમ ગુણ ત્યાં દુર્ગુણ જોવા મળે,
ને જેવાં સરિતા તરંગ ત્યમ છે અજ્ઞાન ને જ્ઞાન બે.

આ સંઘાત શરીરને પણ રહે આસક્તિ ને દ્વેષનાં
દ્વંદ્વો, તે ય ન અત્ર પત્નીપતિમાં; અદૃશ્ય શાથી થયાં? ૩૨૭

●

એ હાસ્યનો ધ્વનિ હજુ વિરમ્યો નહિ, કે
સ્વામીતણા કરમહીં નિજ હસ્ત મૂકે.
પ્રેમાર્દ્ર દૃષ્ટિ પતિનાં નયને જડાઈ
જાણે કહે 'અમળ આ કરથી બને કૈં'? ૩૨૮

●

**મદાલસાઃ**

હું તો વસેલ ગૃહમાં ગૃહિણી સ્વરૂપે,
જે અન્ય કાર્ય કરવા અવકાશ પામે?
આ વિશ્વકેન્દ્ર સઘળું ગૃહમાં ગણું હું,
તો યે ગ્રહાય હૃદયે મુજ દોષ કો શું? ૩૨૯

સ્વામી! કરેલ ઉરમાં દૃઢ મેં પ્રતિજ્ઞા,
કે જન્મદાત્રી થઉં તે પ્રભવે ફરી ના.
સંકલ્પમાં ત્રુટિ રહે નવ પૂર્ણ થાયે,
સૌ શક્તિ માનવતણી પરિચ્છિન્ન ભાસે. ૩૩૦

●

પ્રત્યેક દેહનિર્માણ તેવું શું ન અલર્કનું?
ખરું, તો આપણી ચિન્તા, કરે શું શ્રેય કોઈનું?" ૩૩૧

●

આચ્છાદી નિજ સ્વાર્થ દંભકુસુમે કો ધૂર્ત તે અંજલિ
અર્પે નમ્રપણે, ત્યમે અનુભવી સ્વામી રહે પત્નીથી.

એ નિર્દોષ મુખાકૃતિ નીરખતાં આવી જતા હાસ્યને,
રોકે છે બળથી છતાં પ્રતિધ્વનિ ચાલુ રહે પત્નીએ. ૩૩૨

**ઋતુધ્વજ :**

બ્રહ્મા વિષ્ણુ મહેશને શિશુ કરે કો સૂર્યને રોકતી,
રોળે દૈત્યદળો રણે ય અબળા એવું બને ના તુંથી.
તું તો છે ગૃહિણી, અલર્કજનની, છે ઈશ્વરી કોઈની,
તેથી તો મિથિલેશ જેમ તનને અજ્ઞા! હવે દે કરી. ૩૩૩

જેનું અંગ વિશુદ્ધ, શુદ્ધ મન છે તેની ક્રિયા સર્વદા,
અર્પે છે ફળ શીઘ્ર, તેમ કરવા ના આપણે છે ત્વરા.
આ સંસાર ભુજંગ સંગ ઉર તું નિર્ભીત ખેલ્યા કરે,
તેવા ખેલ અલર્ક થાય કરતો જોશે પ્રજા શીખશે. ૩૩૪

અત્રે મર્ત્ય જ ગોપરે નિવસતાં આપત્તિ સંસારની
જીતે, દારુણ વિંધ્યવૃદ્ધિવત એ માટે સ્વનાં કાર્યથી.
નિરાલમ્બ સુદક્ષ ભાવવપુશી હો લક્ષ્ય તે વ્યક્તિના—
નામે યે અઘરાજિ ચિત્તની દહે નિત્યે મથી ભાવના. ૩૩૫



**મદાલસા :**

નિષ્કામ હો જીવન, સજ્જનઇષ્ટભક્તિ,
ત્યાં આત્મજ્ઞાન વિલસે મનની વિશુદ્ધિ.
સ્વાત્મપ્રકાશ હ્રદયે સમયે જણાશે,
સાથે અલર્કકર પાલિત રાજ્ય થાશે. ૩૩૬



યતીન્દ્ર યોગેશ્વર યાજ્ઞવલ્ક્ય
રક્ષે વિદેહી દઇ બ્રહ્મજ્ઞાન.
અલર્કને યે ભગવાન દત્ત–
આત્રેયદ્વારા ઉપદેશ પ્રાપ્ત. ૩૩૭

આજ્ઞા રહી અન્ય પરાજિતાથી,
પળાય એવી હૃદયેશ ! શેષ ?
સાચું પીડાયો કર આ દમે છે,
શિક્ષા હજુ કો અવશેષમાં છે ? ૩૩૮

●

ઋતુધ્વજ :

વિક્ષેપાનલથી સમાહિત થવા દેઈ તજી શૈલજા,
શ્રી શીર્ષેન્દુ પ્રપંચ બાહ્ય વિસરી આત્માનુસંધાનતા.
સેવ્યા ના શિવ, શે સમાધિ ગ્રહવી ? તો યે તજી તુજને
નિદ્રાઅંક ઉરે ચહું, ઉલટથી તે દે, તજી મુજને." ૩૩૯

● ● ●

કાન્તાકાન્તસ્વરૂપ લેઈ રમવા પુણ્યે કર્યું કૌતુક,
કે લે છે રસ દ્વૈતનો દ્વય થઈ શું અર્ધનારીશ્વર ?
જાતાં સદ્મપથે કરેકર ગ્રહી, જોતાં નભે ઇન્દુએ
જ્યોત્સ્નાની પદમાં બિછાત બનવી, વંદે વળી રશ્મિએ. ૩૪૦



# ટિપ્પણ



શ્લો. ૧. શિવમય કરતાં ભગવતી મહામાયાની સ્તુતિ. મહામાયા પ્રત્યેક સદનમાં અને હૈયામાં અદૃશ્ય રીતે વ્યાપ્ત છે અને તેમની કલ્યાણકારક ઝરણી વહીને વિશ્વમાં વ્યાપ્ત છે. દેહલીદીપન્યાયે 'પ્રતિ' એ સદન અને હૈયાં બંનેની સાથે લેવાય છે.

શ્લો. ૨–૪. અંતઃપુરના ઉદ્યાન, ક્યારા તથા પુષ્કરિણીનું વર્ણન. નિર્લેપ મહામાયાને પણ વિહાર કરવા પ્રેરે તેવો બગીચો. પુષ્પના રોપાઓ જાણે કે સજ્જનોનાં મન છે. સજ્જનોનાં સત્કાર્યો એ પુષ્પો છે.

શ્લો. ૫. આકાશમાં વિહાર કરતો ચંદ્ર અને વૃક્ષથી રેશમદોરે લટકી રહેલ હીંચકો.

શ્લો. ૬–૮. ઝોલા ખાતી સુંદરીનું સૌંદર્ય ચંદ્રના તેજને પણ ઝાંખું પાડે છે. સુંદરીએ રેશમી વસ્ત્રો પરિધાન કર્યાં છે. ઝોલા ખાતાં તે કંઇક ગણગણે છે. વાણીનાં ચાર રૂપ છે: (૧) પરા, (૨) પશ્યંતી, (૩) મધ્યમા, (૪) વૈખરી. બ્રાહ્મીસિંધુ–નાવથી. બ્રહ્માનુભવ પામવા

છતાં પણ બ્રહ્મજ્ઞાનીના દેહની ક્રિયાઓ ચાલુ રહે છે તેમ અહીં પણ ઝોલા ખાવામાં લીન થએલી સુંદરીના દેહની અન્ય ક્રિયાઓ ચાલુ હોઇ હીંચકે હીંચવામાં સહેજ પણ વિક્ષેપ થતો નથી.

શ્લો. ૯. બાળકનું રૂદન અને ઝોલાની નિષ્કંપ સ્થિતિ.

શ્લો. ૧૦–૧૫. બાળકના રૂદનનાં કારણોની કલ્પના. પુખ્ત ઉમરનું માણસ, રૂદનમાંથી આપમેળે શાન્ત થાય છે; પરંતુ કવિ કલ્પના કરે છે કે બાળકો પુખ્ત ઉંમરના મનુષ્યોની રીત નહિ જાણતાં હોય. બાળક દાસી પાસે હતું અને દાસી તેને શાન્ત નહિ કરી શકવાથી, ઝોલા ખાતી સુંદરી કે જે તેની માતા છે તેને સોંપે છે. નિસ્પંદ .... પૂરાતી. માતા બ્રહ્મજ્ઞાતા છે. બ્રહ્મજ્ઞાનીઓના મનમાં તરંગોને સ્થાન નથી હોતું. માતા બાળકને લેવા હાથ પ્રસારે છે અને તે જ જાણે તરંગનું રૂપ ન લેતા હોય એમ ઉત્પ્રેક્ષા છે.

શ્લો. ૧૬–૧૮. માતા બાળકને હાથમાં લઇ, ઝોલા ખાવાનું શરૂ કરે છે. મનમાં વિચારે છે કે કરોળિયો જેમ પોતેજ તૈયાર કરેલી જાળમાં ફસાતો નથી તેમ આ બાળક જે સંસારની મોહપાશરૂપી જાળમાં ન ફસાય – કારણકે તે સંસારથી અજ્ઞાત છે — તેના રૂદનનું શું કારણ ? આ આક્રંદને માટે જાણે કે તે તેને ઠપકો આપે છે.

શ્લો. ૧૯. ચુપકીથી આવી કોઇ રોપા પાછળ સંતાય છે અને માતા તથા પુત્રની ક્રિયાને નિહાળે છે.

શ્લો. ૨૧–૨૪ શિવરૂપ બાળક વિષયોથી આકર્ષાઈ જીવરૂપ ન થાય માટે માતા પુનઃ તેને જ્ઞાનામૃત પાન કરાવે છે.

શ્લો. ૨૫. બાળકનું રૂદન અટકે છે.

શ્લો. ૨૬. રોપા પાછળ છુપાએલી વ્યક્તિ નિઃશ્વાસ નાખે છે.

શ્લો. ૨૭–૨૮. બાળકને માતાનો ઉપદેશ ચાલુ.

શ્લો. ૨૯–૩૬. સ્વસ્થ થએલા બાળકને ગેલ કરાવતી માતાનો વધુ ઉપદેશ. શ્લો. ૩૧. અપમાનરૂપી અગ્નિ મન અને હૃદય બંનેને દુઃખ આપે છે; પરંતુ તેજ અપમાનરૂપી અગ્નિ સંત પુરુષો અને માતાને પીડિત કરી શકતો નથી. આ શ્લોક ગોમૂત્રિકા ચિત્રબંધ છે. તે ત્રિપદી ભેદ, અશ્વગતિબંધ અને કપાટબંધ વગેરેથી પણ ગોઠવી શકાય છે.

અ પ મા ના ગ્નિ સં ત હૃ સ્વાં ત ને ત ન બે ક રે

XXXXXXXXXXXXXXX

અ પ મા ના ગ્નિ સં ત સ સં ત મા ત ન બે ક રે

શ્લો. ૩૮–૪૦. માતાના પગ પર ચઢતું બાળક લથડતાં, માતાના કેશ પકડી લે છે. બાળકનું નામ અલર્ક છે. આત્મવિદને ભય જેવું હોય જ નહિ.

શ્લો. ૪૧–૫૦. રોપા પાછળ છૂપાએલી વ્યક્તિ તે અયોધ્યાના રાજા ઋતુધ્વજ. ઝોલા ખાતી સુંદરી તે મદાલસા અને અલર્ક તેમનો પુત્ર. રોપા પાછળથી બહાર આવતા ઋતુધ્વજના મુખ ઉપર શોક-છાયા પ્રસરેલી છે.

શ્લો. ૫૧–૫૫. મદાલસા ઋતુધ્વજને શોકનું કારણ પૂછે છે. શ્લો. ૫૩. લોકોમાં લક્ષ્મી ચંચળ છે એ બીના પ્રસિદ્ધ છે તેમ જ વિષ્ણુ હમેશાં પોતાના ભક્તને ત્યાં દોડ્યા કરે છે. કવિ કલ્પના કરે છે કે આનું કારણ તેમના ઘરમાં બાળક નથી તે જ હોવું જોઇએ.

નહિ તો બાળકના લાલનપાલનમાં રોકાએલાં તે બંને આમ દોડમદોડા કરત નહિ. આમાં અર્ધભ્રમક નામનું ચિત્રબંધ છે.

| | ૧ | ૨ | ૩ | ૪ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બા | લ | ના | ધા | મ | માં | તે | થી |
| ૨ | લ | ક્ષ્મી | એ | વ | ચ | ક્ષા | ર | હે |
| ૩ | ના | એ | ખ્યા | ન | હ | રિ | ને | તે |
| ૪ | ધા | વ | ન | ભ | ક્ત | ત્યાં | ક | રે |

શ્લો. ૫૬–૫૯. ઋતુધ્વજનાં બાળકો, મદાલસાના ઉપદેશના પરિણામે, વૈરાગ્ય પ્રાપ્ત કરી વનપ્રયાણ કરતાં તેથી, મદાલસાનો અલર્કને ઉપદેશ જ તેના શોકનું કારણ છે તેમ તે જણાવે છે.

શ્લો. ૬૦–૬૨. સાધારણ મનુષ્ય અને મહાત્મા, બંનેમાં રહેલો ભેદ. મહાન પુરુષો ધર્મને માટે શરીર અને પ્રાણનું રક્ષણ કરે છે. તેમની પાસે જો ઐહિક સાધનો વધી જાય તો તે યજ્ઞાદિ ક્રિયામાં વાપરી નાખે છે. જગતનાં પાંચ તત્ત્વોમાંથી અગ્નિ અને વાયુ એ બેનો સંબંધ પ્રાણીના જીવન સાથે સવિશેષ છે. તેથી ઋષિજનો પાસે જો ઐહિક સાધનો વધે તો યજ્ઞદ્વારા, સમષ્ટિને સોંપવા, તેમને ખર્ચી નાખે છે.

શ્લો. ૬૩–૬૬. મુનિ ગાલવના યજ્ઞનો દાનવો હમેશાં નાશ કરતા હતા. સાધારણરીતે સ્થિરચિત્ત મુનિઓને તેનો કંઇ શોક હોતો નથી છતાં ગાલવમુનિ ગુસ્સે થાય છે તેનું કારણ શ્લો. ૬૫માં બતાવ્યા

પ્રમાણે જેને નામ અને રૂપ છે તેવો મનુષ્ય – ગાલવ પણ માનવી છે – પોતાના ગુણધર્મ કામ, ક્રોધ વગેરેથી વિમુખ ક્યાંઇ પણ જડશે નહિ.

શ્લો. ૬૭–૭૩. યજ્ઞો દેવતૃપ્તિ અર્થે છે. છતાં દેવો તથા તેમાં મુખ્ય ઇન્દ્ર, ગાલવના યજ્ઞધ્વંસ તરફ બેદરકાર રહે છે. આથી ગાલવમુનિનો ક્રોધ વધે છે. ઇન્દ્રને ગાલવના ક્રોધની જાણ થતાં, દેવર્ષિ નારદને એક અશ્વ આપી, નીચે પ્રમાણે સંદેશો કહેવડાવે છે:–

ઋતુધ્વજને આ અશ્વ આપવાથી તે યજ્ઞનું રક્ષણ કરશે.

શ્લો. ૭૪. યજ્ઞમાં જરૂરી સામગ્રીનું વર્ણન.

શ્લો. ૭૫–૭૮. ઋતુધ્વજ યજ્ઞની રક્ષા કરે છે. ગાલવ હર્ષથી યજ્ઞદીક્ષા ગ્રહણ કરે છે. બીજી તરફ પ્રેમાચાર્ય – પ્રેમભક્તિસૂત્રોના પ્રણેતા – નારદ, અસુરપુત્રો તાલકેતુ અને પાતાલકેતુની પાસે પહોંચી જાય છે.

શ્લો. ૭૯–૮૨. ભક્ત, જ્ઞાની અને નિષ્કામી પુરુષો સર્વનું ક્ષેમ ચાહે છે. જ્યારે નારદનું વર્તન તેથી ભિન્ન છે, કારણકે રાક્ષસપુત્રોને તે યજ્ઞધ્વંસ માટે પ્રેરે છે.

શ્લો. ૮૩–૧૦૪. અસુરપુત્રોનું યજ્ઞમંડપ ઉપર આક્રમણ. ઋતુ-ધ્વજ અને તેમની વચ્ચે ચાલેલું યુદ્ધ. તાલકેતુનું મૃત્યુ. પાતાલકેતુનું પલાયન. ઋતુધ્વજે મુનિ પાસે આવી તાલકેતુના મરણના સમાચાર કહ્યા.

શ્લો. ૯૪. રાક્ષસોએ હમેશને માટે, બીજાઓને ત્રાસ આપવો એ જ પોતાનો દેહધર્મ છે એમ માનેલું છે. નહિ તો જીવને (આત્માને) માટે તો ખરું રહસ્ય એ છે કે સત્કર્મોથી દેવના દેહ ક્યાં પ્રાપ્ત થતા નથી. “નર કરે કરણી તો નારાયણ હો જાય.” આ શ્લોક મુરજબંધ છે.

શ્લો. ૧૦૫–૧૦૬. ગાલવમુનિ, ઋતુધ્વજને તેના અશ્વની અકુંઠિત ગતિનું સ્મરણ કરાવી શત્રુશેષ નહિ રહેવા દેવાની શિખામણ આપી પાતાલકેતુનો નાશ કરવા પ્રેરે છે.

શ્લો. ૧૦૭–૧૨૮. બીજી બાજુ પાતાલકેતુ પ્રાણરક્ષણાર્થે પલાયન કરતાં, તેની નજર વિશ્વાવસુ રાજાની પુત્રી મદાલસા ઉપર પડી અને તેના રૂપથી મોહિત થઇ, તેનું હરણ કરી, પાંચમે પાતાળ ઉતરી પડ્યો. ત્યાં તે મદાલસાને એક દાસીની દેખરેખ નીચે રાખી, કાંઇ કારણસર કોઇ અગમ્ય સ્થાને ગયો. તે અરસામાં તેની પાછળ પડેલો ઋતુધ્વજ, ઘોડાની અકુંઠિત ગતિને લીધે, પાંચમે પાતાળ પહોંચ્યો અને મદાલસાને ત્યાં જોઇ એટલે ત્યાંથી છોડાવતાં, નારદે પોતાની સાનિધ્યમાં તેનું પ્રાણિગ્રહણ કરાવ્યું. મદાલસાના પિતા વિશ્વાવસુને આ લગ્નની જાણ થઇ એટલે તેણે દંપતીને આશીર્વાદ આપ્યા.

શ્લો. ૧૧૩. જગત સર્વ અવ્યક્ત હતું. પ્રથમ ૐકારનાદનું સ્ફુરણ થયું. નૃત્ય સમયે જાણે કે મદાલસાના હૃદય અને ૐકારનાદનો એક-મેળ સધાયો હોય તેમ હતું. સર્વ દશ્ય જગતની વીણાનો અવાજ–એકમેળ–મદાલસા અનુભવતી હતી. શ્લો. ૧૧૫. સમાધિસ્થ દેહોના દેહની દિવ્યતા મદાલસામાં ન હતી છતાં તેના મુખ ઉપરનું તેજ તેટલું જ આકર્ષક હતું. શ્લો. ૧૧૮. પાતાલકેતુએ મદાલસાની સહચરીઓને દુ:ખી કરી આકાશ તરફ ગમન કર્યું. શ્લો. ૧૨૦. હીબકે-ડૂસકાં ખાઇને રડતો. શ્લો. ૧૨૧. ભવન–સંસાર. પહેલી બે પંક્તિ સાથે લેવાની છે. ભવ–શંકર. સમુદ્રમંથન કરતાં નીકળેલા કાલકૂટ વિષના ભયને દૂર કરનાર શંકરથી ભયરૂપી કાલકૂટને સંસારમાંથી હરી લેવાતું નથી. શંકર સ્વભૂષાર્થે હરિ(ચન્દ્ર)ને ધારણ કરે છે. પરંતુ ભયરૂપી કાલકૂટને ધારણ કરતા નથી. હરિભવ–હરિ અને ભવ. વિષ્ણુ અને

શંકર બંનેનાથી પણ સંસારમાંથી ભયરૂપી કાલકૂટનો નાશ કરી શકાયો નથી. શ્લો. ૧૨૩. પંક્તિ ૪. વિષપાનનું પરિણામ કોઇ દિવસ અમૃતમય બનેલું જોવામાં આવે છે? શ્લો. ૧૨૬. પાતાલકેતુની શોધમાં આવેલા ઋતુધ્વજને દાસીએ મદાલસા સોંપી દીધી.

શ્લો. ૧૩૦. મદાલસાએ ઋતુધ્વજને મણિ આપી કહ્યું કે જો પોતે (મદાલસા) મણિને ઋતુધ્વજથી છૂટો જોશે તો તરત જ પ્રાણત્યાગ કરશે.

શ્લો. ૧૩૧. ઋતુધ્વજ પોતાના બે નાગમિત્રોને મળવા ગયો; ત્યાં પાતાલકેતુએ આવી કપટથી મણિ પડાવી લીધો.

શ્લો. ૧૩૨–૧૩૩. તે મણિ લઇ પાતાલકેતુ દોડતો અયોધ્યામાં આવ્યો અને મદાલસાને બતાવ્યો. ઋતુધ્વજ વિનાના મણિને જોતાં મદાલસાના પ્રાણ નીકળી ગયા.

શ્લો. ૧૩૫–૧૩૬. નાગમિત્રોની પાસેથી ઋતુધ્વજ અયોધ્યામાં પાછો આવ્યો. અયોધ્યા તેને શોકમગ્ન દેખાઈ. મદાલસાના મૃત્યુની જાણ થતાં ઉન્મત્તની જેમ શ્મશાન તરફ દોડ્યો.

શ્લો. ૧૩૭. હે વામા! (તારા વિયોગથી) વાજ આવેલો:(પીડિત થએલો) વા (પ્રાણ) જવા (ચાહતો હોવા છતાં) મા (જતો નથી.), (મારા) ગમા (શરીરના સાંધા) જાણે હિના થઇ જાય છે. (બરફના રૂપમાં ફેરવાઇ જાય છે). (તારી પાસે આવવાની, જગા (માગ) પણ જોવાતી નથી (નાહિ). (મારા) વિચારનાં આ નિષ્ફળ મોજાં (વા) નથી. (ના) પણ શિરાઓના (શિરાના) સમૂહને (રાશિ) એકત્ર કરતા (વિયોગ) વ્યાધિનાં (વા) છે કે જ્યાં (જહીં) (બુદ્ધિની)

શીખ ખસી જ જાય છે. (ખશી હી જ.) આ શ્લોક ચારે તરફથી વંચાય એવા ચિત્રમાં બાંધી શકાય તેવો હોવાથી સર્વતોભદ્ર નામનો ચિત્રબંધ છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| વા | મા | વા | જ | જ | વા | મા | વા |
| મા | ગ | ના | હિ | હિ | ના | ગ | મા |
| વા | ના | રા | શિ | શિ | રા | ના | વા |
| જ | હી | શી | ખ | ખ | શી | હી | જ |
| જ | હી | શી | ખ | ખ | શી | હી | જ |
| વા | ના | રા | શિ | શિ | રા | ના | વા |
| મા | ગ | ના | હિ | હિ | ના | ગ | મા |
| વા | મા | વા | જ | જ | વા | મા | વા |

શ્લો. ૧૩૮. ઋતુધ્વજને શોકમાંથી અટકાવવાના સર્વ ઉપાયો નિષ્ફળ ગયા.

શ્લો. ૧૩૯. ઋતુધ્વજ, મદાલસાની રાખને પામરીમાં (ખેસમાં) બાંધી, તે પોટલું ઊંચકી ભમવા લાગ્યો.

શ્લો. ૧૪૦–૧૪૧. કોઇ પણ જાતના ભાન સિવાય, મદાલસાનું નામ જપતો ઋતુધ્વજ, ગંગાના કિનારા તરફ ગયો. તેની આંખો એ

નદી છે, પોપચાં કિનારા છે. તેમાંથી વહી રહેલી અશ્રુધારામાં જાણે મદાલસા જ મૂર્તિમંત હોય તેમ દેખાય છે.

શ્લો. ૧૪૨. જે વાણીનો વિસ્તાર વેદો, સંગીતના સાત સ્વરો તથા સહસ્રમુખશેષનાગથી થઇ રહેલો છે તે વાણીના વિસ્તારની બાબતમાં મનુષ્યનું શું ગજું? ઋતુધ્વજ બોલતો નથી, છતાં તેના પ્રત્યેક રૂવાંટામાંથી મદાલસા, મદાલસા એ પ્રમાણે જાણે કે સતત અવાજ નીકળી રહ્યો છે.

શ્લો. ૧૪૩. અગ્નિઆંચ—અગ્નિની ઝળ. સોનાની પરીક્ષા અગ્નિમાં તેમ પત્ની, મિત્ર અને ધીરજની પરીક્ષા દુઃખાગ્નિમાં.

શ્લો. ૧૪૪–૧૪૭. નાગતનયોને મિત્રના દુઃખે દુઃખી થતા જોઇ તેમના પિતા અર્જકે વિચાર્યું કે જો, મિત્રસ્નેહથી પોતાના પુત્રો મૃત્યુ પામશે તો પોતાનો વંશોચ્છેદ થશે. તેથી તે પોતાના પુત્રોની સાથે કૈલાસમાં ગયો અને શંભુને રીઝવી મદાલસાનું પુનર્જીવન મેળવ્યું.

શ્લો. ૧૪૭–૧૪૮. પૂર્વાભાસની સમાપ્તિ. ઋતુધ્વજ બાળકને શાન્ત ન કરી શકવાથી, દાસીને સોંપી, વિચારવા લાગ્યો કે પોતાના સાત પુત્રો અરણ્યમાં ગયા તે જ પ્રમાણે આ પુત્રનું ભાવિ હશે શું? જો તેમ હોય તો પોતાના વંશનું શું?

શ્લો. ૧૫૦. રજત—રૂપું. ચંદ્ર સોળે કળાએ પ્રકાશી રહ્યો છે. બાળક નિદ્રાવશ છે. ઋતુધ્વજનાં વચનો સુણી મદાલસાના મન અને હૃદયની સ્થિતિ પવનથી હાલતા કમળ જેવી થઈ.

શ્લો. ૧૫૧. સંગરૂપી પવનની લહેરથી, મન અને ઉર ઉપર, તરતી છતાં ડોલતી નૌકાની જેમ, શું અસર થતી થશે?

શ્લો. ૧૫૨. મહાન પુરુષોના મનમાં પોતાનાં સુખો તથા દુઃખોને સ્થાન નથી તે છતાં નિકટજનોનાં દુઃખોની અસર તેઓના ઉપર થાય છે.

શ્લો. ૧૫૩. પતિના હૃદયરૂપી નમેલા ધનુષ્યમાંથી છૂટેલાં જ્ઞાનિનાં બાણો મદાલસાને સ્પર્શતાં હતાં, પરંતુ તેના હૃદયને કંઇ અસર કરતાં હતાં નહિ.

શ્લો. ૧૫૫–૧૫૬. ઋતુધ્વજના પુત્રો ગુરુને ત્યાં અભ્યાસ કરી, સીધા અરણ્યમાં ચાલ્યા જતા હતા. મદાલસાએ ઋતુધ્વજને પ્રશ્ન કર્યો કે શું પુત્રોના અરણ્યવાસને માટે પોતે જવાબદાર છે? કે પછી ઋતુધ્વજ મશ્કરી કરતો હતો?

શ્લો. ૧૫૭. હૃદય શક્તિથી જીતાતું નથી; પણ પ્રેમથી જીતાય છે.

શ્લો. ૧૬૦. ઉપહાર–ભેટ. ઋતુધ્વજનું આગળ વિવેચન.

શ્લો. ૧૬૨. શસ્ત્ર રક્ષણ કરે તેમ જ સંહાર કરે. ઋતુધ્વજ માને છે કે મદાલસાનો ઉપદેશ, સંહાર કરનાર શસ્ત્ર જેવો છે.

શ્લો. ૧૬૫. ઋતુધ્વજ પ્રશ્ન કરે છે કે બાળક અલર્ક ગૃહસ્થાશ્રમી થશે કે વૈરાગ્યને ધારણ કરશે?

શ્લો. ૧૬૬. હૃદયમાં અવ્યક્ત રીતે રહેલો ઈશ્વર શું મદાલસાના કૃત્યને નિર્દોષ ગણશે?

શ્લો. ૧૬૭. ઋતુધ્વજે મદાલસાને મીઠો ઠપકો આપ્યો કે જે પુત્રો રાજસંપત્તિમાં ઉછરેલા છે, તેઓને તેઓની જ માતા, પરાવલંબી બનાવે તો તે માતા શું માતા છે?

શ્લો. ૧૬૮. હાથીનાં લમણાં ઉપર જેમ પુષ્પોના પ્રહારની અસર થતી નથી તેમ ઋતુધ્વજની વાણીની અસર મદાલસા ઉપર થતી નથી.

શ્લો. ૧૭૦–૧૭૭. મદાલસા ઋતુધ્વજને નગ્નસત્ય સંભળાવે છે. રાજપુત્ર અને ગરીબપુત્ર એ :બેમાં શો તફાવત? શું માતાપિતાના પ્રેમમાં તફાવત હશે? છેવટે તે ઋતુધ્વજને પુત્રોમાં વધુ આસક્ત નહિ થવા સકારણ દલીલ કરે છે.

શ્લો. ૧૭૮. જળના પરપોટા જેમ આખરે જળમય છે તેમ નામ અને રૂપધારી મનુષ્યો આખરે એકજ ચિન્મય આત્મારૂપ છે.

શ્લો. ૧૭૯. મદાલસાનો અલર્કને સંસારત્યાગનો ઉપદેશ એ: ઋતુધ્વજને મન, હાથવડે પાણીમાંથી પાણી જુદું પાડવા જેવું અથવા અભેદમાંથી ભેદોને બાદ કરવા જેવું છે.

શ્લો. ૧૮૦ ગતજન્મના ઋણાનુબંધથી દરેક આવી મળે છે. એ ઋણાનુબંધને ક્ષણિક ગણવાના મદાલસાના પ્રયત્નો અનન્તમાંથી અનન્તને છૂટું પાડવા જેવા છે.

શ્લો. ૧૮૨. પંક્તિ ૩. શું તું તારા વજ્ર જેવા હૃદયને આ રીતે સૌમ્ય રૂપે બતાવે છે?

શ્લો. ૧૮૬. પંક્તિ ૩. જેના શરીર ઉપરનાં આભૂષણોથી જ્યોત્સ્ના પણ ફિક્કી દેખાય છે તેવી મદાલસાને જોતાં, ઋતુધ્વજ તેના મનને નહિ પારખી શકવાથી મુંઝાય છે.

શ્લો ૧૮૬. સમુદ્ર ઉપર વિહાર કરતી નૌકામાં જળપ્રવેશ ન થાય તેની નાવિકો કાળજી રાખે છે. સંસારસમુદ્રમાં, દેહરૂપી નૌકા આસક્તિરૂપી જળથી ન ભીંજાય તે જરૂરનું છે.

શ્લો. ૧૮૭. સંસાર માત્ર રાગથી અથવા મોહથી જ વિકૃત દેખાય છે. વિરાગીના મનમાં સંસાર છે જ નહિ.

શ્લો. ૧૯૨ પુત્રો પોતાની વૃત્તિઓ પ્રમાણે વર્તે છે ત્યાં તેમને અટકાવવાની ક્યાં જરૂર છે.

શ્લો. ૧૯૪–૧૯૯. પાતાલકેતુએ મદાલસાને કેદ કરી હતી. ઋતુધ્વજે પોતે તેને છોડાવી હતી તેનું તે (ઋતુધ્વજ) તેને સ્મરણ કરાવે છે. પુત્રોને અરણ્યગમન કરાવવું અને ઊર્મિ-વિહીન જીવન બનાવવું, એવા જીવનથી શું જીવાશે? રાજ્યસંપત્તિમુક્ત પુત્રોને વૈરાગ્યોપદેશ દેતી તું શું રાક્ષસી–માતા રૂપી રાક્ષસી–નથી? કારણકે મનુષ્ય માત્ર જે ઐશ્વર્ય અને શ્રેષ્ઠ પદ્દીની આકાંક્ષા રાખે છે તેનાથી તેઓ મુક્ત છે.

શ્લો. ૨૦૧. સંસારસમુદ્રમાં શરીર રૂપી નૌકા ઊર્મિઓના બળથી ગતિ કરે છે જો નૌકાને નાવિક ન હોય અથવા ક્યાં જવાનું છે તેની ખબર ન હોય તો તે મુસાફરીમાં શાન્તિ ક્યાંથી હોય?

શ્લો. ૨૦૨. જેઓમાં ઉત્સાહ છે, સંયમ છે, આત્મશ્રદ્ધા છે અને જેઓએ લક્ષ્ય નક્કી કરેલું છે તેઓ જ આ સંસારસમુદ્ર ઉપર પોતાના નાવને નચાવી શકે છે.

શ્લો. ૨૦૩. સમુદ્રને ઉપરથી અવલોકનાર (ઋતુધ્વજ) તેને સ્થિર જુએ પણ ત્યાં તો ફીણ હોય છે, જે છેક તળમાં દૃષ્ટિ કરે છે (મદાલસા) તેને જ સત્ય વસ્તુ પ્રાપ્ત થાય છે.

શ્લો. ૨૦૬. મદાલસા અને ઋતુધ્વજ બંનેના વાદમાં, નિદ્રાધીન બાળક, સરકી નીચે ભૂમિ ઉપર પડવા જતાં મદાલસા પોતાના હાથ-

વડે તેને અધવચથી ઉપાડી લે છે. ગુરુત્વાકર્ષણના નિયમ પ્રમાણે બાળક પૃથ્વી તરફ આકર્ષાતું હતું; પરંતુ માતાના પ્રેમ રૂપી આકર્ષણે તે સર્વસામાન્ય આકર્ષણ ઉપર વિજય મેળવ્યો.

શ્લો. ૨૧૦. બાળક ફરીથી નિદ્રાધીન થતાં દાસી તેને લઇ ગઇ. મદાલસા અને ઋતુધ્વજનો વાદ, હીંચકા ઉપર જ બેસીને, ચાલુ રહ્યો.

શ્લો. ૨૧૫–૨૧૬. પુત્રો હમેશાં માતાઓની ભાવનાઓથી રંગાય છે. અને તેવી ભાવનાઓથી પોષાએલાં બાળકોને, કોઇ પણ તે ભાવનાઓથી વિમુખ કેવી રીતે કરી શકે? ઋતુધ્વજ મદાલસાને આગ્રહ કરે છે કે વંશ અને રાજ્યને માટે તે અલર્કને વૈરાગ્યમાંથી અટકાવે.

શ્લો. ૨૧૭–૨૨૪. મદાલસા માને છે કે બાળકને દેવ કે દાનવ બનાવવું તે માતાના હાથમાં છે. કામ, ક્રોધ વગેરે શત્રુઓને જો વશ કરવામાં આવે તો તેઓ ભક્ષક ને બદલે રક્ષક બને છે. આ શત્રુઓના હાથથી બચાવી મદાલસા પોતાના પુત્રોને અમર્ત્ય બનાવે છે. માતૃત્વનું ધ્યેય – માતા એક જ હોય. અને જો તેમ હોય તો મારી કૂખે જીવને પુનર્જન્મ સંભવે જ ક્યાંથી?

શ્લો. ૨૨૫–૨૩૨. પૂર્વે દેવ અને દાનવો વચ્ચે જંગ જામ્યો અને દાનવાધિપતિ મહિષાસુરે જગતને અંધકારમય કરી નાખ્યું. દેવોની સર્વ શક્તિ જ્યારે હરાઇ ગઇ ત્યારે તેઓએ પરમ શક્તિની – પરમાત્માની – આરાધના કરી અને તેણે દેવીસ્વરૂપે પ્રકટ થઇ સત્પુત્રો એટલે દેવોની રક્ષા કરી.

શ્લો. ૨૨૮માં ઋતુધ્વજ કહે છે કે પોતે 'અલર્કને રાજગાદી માટે રાખવા' મદાલસાને, એક દેવ જેમ દેવીની આરાધના કરે તે પ્રમાણે કરે છે એમ નહિ પણ પતિ તરીકે. શમેના....શે હશે? –

પુત્રથી વંશની રક્ષા કરવાની ઇચ્છા શાન્ત થાય નહિ ત્યાં સુધી મારા મનમાં શાન્તિ કેવી રીતે થાય? પૂર્વે જે મદાલસાએ "સિંહથી ઋતુધ્વજનું મૃત્યુ થયું છે" એવું સાંભળી પ્રાણત્યાગ કર્યા હતા તેજ મદાલસા અત્યારે પતિના હૃદયને દુઃખ આપે છે.

શ્લો. ૨૩૩–૨૩૭. પતિના મૃત્યુના અસત્ય સમાચાર સાંભળીને કરેલા પ્રાણાર્પણનું દશ્ય મદાલસાની નજર સમક્ષ ખડું થયું અને પાણીમાં ડૂબકી મારનારનું માથું જેમ પ્રથમ બહાર નીકળી આવે છે તેમ ભૂતકાળરૂપી પાણીમાં તરતી મદાલસા વર્તમાનકાળના વિચારો કરવા લાગી.

શ્લો. ૨૩૮–૨૪૦. સતી સ્ત્રીઓના મદાલસા ત્રણ વિભાગ પાડે છે. (૧) ઉત્તમા–પતિનું મૃત્યુ સાંભળતાં જેના પ્રાણ નીકળી જાય તે. (૨) મધ્યમા–પતિના મૃત્યુ પછી તેના શબ સાથે અગ્નિપ્રવેશ કરે તે (૩) પતિનું મૃત્યુ થઇ ગયા પછી કોઇ કાળે વિયોગ યાદ આવતાં મૃત્યુ પામે તે. આવી સતીઓ ઘણી હોય છે. સાવિત્રીએ સત્યવાનનું શરીર–શબ અવસ્થામાં હતું–તેને સજીવન કરાવ્યું પરંતુ મૃત પત્નીની રાખમાંથી તેને જીવંત કરાવનાર દાખલો તો એકલા ઋતુધ્વજનો જ છે.

શ્લો. ૨૪૧. પ્રેમ અને ત્યાગનું પ્રાબલ્ય.

શ્લો. ૨૫૦–૨૫૧. રાજ્યની શી સ્થિતિ થશે? પોતાનો પુત્ર અલર્ક રાજ્યગાદી સંભાળશે કે કેમ? વારંવાર આવા વિચારો ઋતુધ્વજને આવે છે અને તેનું હૃદય મુંઝાય છે. આવી વાસનાઓના હાથમાં રમતા ઋતુધ્વજની સ્થિતિ કોઇ ભૂલા પડેલા અને દરેક બાજુએ દર્પણથી મઢી લીધેલા ઘરમાં દાખલ થએલા કૂતરાની, જે સ્થિતિ થાય તેવી થઇ છે.

શ્લો. ૨૫૩. જે ઋતુધ્વજના શરીરને શત્રુઓનાં શસ્ત્રો ઈજા કરી શકતાં ન હતાં તેજ ઋતુધ્વજ સ્વસ્ત્રીનાં કરકંકણથી શું ઈજા પામે છે?

શ્લો. ૨૬૧–૨૬૨. ઋતુધ્વજ કહે છે કે કદાચ પોતે માની લે કે અરણ્યવાસથી જ જન્મસિદ્ધિ થાય છે તો પછી આખું વિશ્વ જે સંસારમાં રહે છે તેનું શું? અને મદાલસાએ પોતે કેમ અરણ્યવાસ કર્યો નથી?

શ્લો. ૨૬૪–૨૬૭. કોઈ પણ પ્રવાહની જેમ કર્મના ત્રણ ભેદ છે. પ્રારબ્ધની સાથે શરીર ઉત્પન્ન થાય છે. બીજા બે ભેદ મનુષ્યને જાણીતા નથી. સર્વે પોતપોતાના સંસ્કાર અનુસાર આવી મળે છે. સંસ્કાર હોય ત્યાં સુધી સહયોગ, પછીથી વિયોગ

શ્લો. ૨૬૮. મદાલસાએ કેમ અરણ્યવાસ નથી કર્યો તેના જવાબમાં મદાલસા કટાક્ષથી કહે છે કે પિતા અને પુત્રોના વિયોગના નિમિત્ત બનવાનું પોતાના નશીબમાં લખાએલું હશે તેથી જ.

શ્લો. ૨૭૦-૨૭૧. મદાલસા, ઋતુધ્વજને શાસ્ત્રો અને સ્વાનુભવના દોહન રૂપ ઉચ્ચ વિચારો ભેટ ધરે છે. પરંતુ ઋતુધ્વજ કહે છે કે સ્વજનોને દરેક વિચારો શું માન્ય હોય છે? ઋતુધ્વજને તો જેમ કમળપત્રો પાણીથી ભીંજાતાં નથી તેમ મદાલસાનાં વાક્યો સ્હેજ પણ ગળે ઉતરતાં નથી.

શ્લો. ૨૭૨–૨૭૫. જો મનરૂપી સરોવરમાંથી સાધુત્વ છલકાતું હોય તો પછી અરણ્ય અને ગૃહમાં ક્યાં ભેદ છે? પુત્રોને વનમાં મોકલવા એ તો સંસારની ગતિ અટકાવવા જેવું છે. જો અરણ્યવાસ કરતા દરેક પુત્રનું અનુકરણ બીજાઓ કરે તો પ્રજાજીવનનો શું ઉચ્છેદ

ન થાય? અને જો અરણ્યવાસથી જનોની સેવા સધાય એમ કહેતી હોય તો રાજા પણ પોતાની શક્તિ અને ઐશ્વર્યથી સેવા કરી શકે છે. ઋતુધ્વજને મદાલસાનાં વચનો, સૂર્ય નીરખવા દીવો લઈને જોવા જેવાં લાગે છે. ઋતુધ્વજને શંકા થાય છે કે વિરાગી પુત્રો રાગીઓની સેવા કેવી રીતે કરી શકે?

શ્લો. ૨૭૮. ઋતુધ્વજની નજીકમાં મદાલસા રૂપી રસ તથા હર્ષની વેલ ફેલાઈ રહી છે. આ સમયે મદાલસા પોતાની આંગળીના ટેરવાથી ઋતુધ્વજને સ્પર્શ કરી આગળ બોલવાનું ચાલુ રાખે છે.

શ્લો. ૨૮૧. જ્યાં તિતિક્ષા, તપ અને ત્યાગ ન હોય ત્યાં મહાશક્તિ પણ શી રીતે હોય?

શ્લો. ૨૮૩. સંતસમાગમનો મહિમા.

શ્લો. ૨૮૮. આપ્તવચનો અને શાસ્ત્રો કહે છે કે આશાતંતુથી બંધાઈ મનુષ્યો ફોકટ કલેશો ભોગવે છે. નિરિચ્છાથી આશાનો નાશ કરવામાં આવે તો જ અક્ષય શાન્તિ પ્રાપ્ત થાય છે.

શ્લો. ૨૮૯. નિરાશાથી એક જ વાર દુઃખ થાય છે. આશાથી ચિન્તા ઉત્પન્ન થાય છે અને હમેશનું દુઃખ રહે છે.

શ્લો. ૨૯૦–૨૯૧. આત્મપ્રાપ્તિનો માર્ગ દુઃસાધ્ય અને તરવારની ધારથી પણ તીવ્ર ગણાય છે. તે પંથે બાળક કેવી રીતે પ્રયાણ કરી શકે? અને કદાચ બાળક મનજેતા બનશે તો પણ તે જાણશે કોણ?

શ્લો. ૨૯૨. પિતાથી અપાએલાં અનેક કષ્ટો પ્રહ્‌લાદે સહન કર્યાં. ઈશ્વરપ્રાપ્ત્યર્થે ધ્રુવે વનવાસ અંગીકાર કર્યો. ક્ષત્રિયોની ઉમરની ગણત્રી વયથી નહિ પણ શક્તિથી થાય છે.

શ્લો. ૨૯૩. જે ઘેર પ્રેમ અને શક્તિ છે ત્યાં સિદ્ધિ ગૃહિણી છે. અને જે માનાપમાન વગેરે દ્વન્દ્વોથી રહિત છે તે સાચો ગૃહપતિ છે.

શ્લો. ૨૯૯–૩૦૭. પતિપત્ની બંને થોડો વખત શાન્ત રહે છે. આ શ્લોકોમાં મદાલસા તથા ઋતુધ્વજની તે સમયની સ્થિતિનું વર્ણન છે.

શ્લો. ૩૦૮. મદાલસા અને ઋતુધ્વજનાં નયનો એક થાતાં ઋતુધ્વજનું મન સ્વાભાવિકરીતે જ કામ કરતું અટકી ગયું. દરેક જાતના યોગથી ચિત્તનિરોધ થાય છે. નયનયોગ થતાં તેમ જ બન્યું. વિચાર કરવાની શક્તિ પાછી આવતાં ઋતુધ્વજને ફરીથી ચિન્તા ઉત્પન્ન થાય છે.

શ્લો. ૩૧૩. મદાલસા પોતાને જ ઉદ્દેશે છે કે પોતે જે શ્વાસથી પણ સર્વનું કલ્યાણ ઇચ્છે છે તે રાજ્યને માટે પુત્રનું બલિદાન કેવી રીતે આપે?

શ્લો. ૩૧૯. ગૃહ એ તપોવન છે. ગૃહસ્થ સહધર્મિણી સાથે હમેશાં સ્વાર્પણની જ્વાલા પ્રગટાવી યજ્ઞ કરે છે અને પોતાના અહંભાવને તેમાં હોમી તેનો નાશ કરે છે.

શ્લો. ૩૨૦–૩૨૧. ઋતુધ્વજે, પોતાના પુત્રોમાંથી એકાદ રાજ્યગાદીના વારસ તરીકે રહે એમ લાંબા વખતથી ઇચ્છા સેવી હતી. તે ઇચ્છા પોતાની પત્ની પૂર્ણ કરશે એવી આશાથી પોતે, એક ક્ષુધાર્ત મનુષ્ય જેમ છ રસથી ભરપૂર ભોજન તરફ તાકી રહે, તેમ પત્ની શું બોલશે તે સાંભળવા તેના મુખ તરફ જોઇ રહ્યો.

શ્લો. ૩૨૪. જ્ઞાનીનો દેહ એક બગીચા જેવો છે. તેમનો સ્પર્શ આધિ, વ્યાધિ અને ઉપાધિને ટાળનાર છે. ઉદ્યાનવાયુની જેમ શાન્તિ

અર્પણ કરી સર્વ વ્યથાઓને દૂર કરે છે અને તેમના સંગથી મનુષ્ય ધીમે ધીમે મોક્ષ તરફ પ્રયાણ કરે છે.

શ્લો. ૩૨૬. ક્ષીરસમુદ્રમાંથી ચંદ્ર મોજાંને ફેલાવતો બહાર આવી પોતાનો પ્રકાશ ફેલાવે છે. મદાલસાના હૃદયસમુદ્રમાંથી હાસ્યરૂપી ચંદ્ર ઊર્મિઓ ભેદીને બહાર મુખ ઉપર આવી વસે છે. ઋતુધ્વજની વાણી મોજાંનું સ્વરૂપ ધારણ કરે છે.

શ્લો. ૩૨૯. મદાલસા ઋતુધ્વજને કહે છે કે પોતે એક આદર્શ ગૃહિણી તરીકે ઘરને જ આખા વિશ્વનું કેન્દ્ર ગણે છે. તો પછી તેને માથે ઋતુધ્વજ દોષારોપણ શા માટે કરે છે?

શ્લો. ૩૩૧. મદાલસાના મનના ભાવો વાણીથી જુદા જ છે, એટલે તે જેમ કોઇ શઠપુરુષ દંભને છૂપાવી નમ્રતા બતાવે તે પ્રમાણે વર્તે છે. આ પ્રમાણે માનતા ઋતુધ્વજને આથી હસવું આવે છે.

શ્લો. ૩૩૩-૩૩૪. અનસૂયાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને બાળક બનાવી દીધા. તે જ અનસૂયાએ પોતાની સખી વિધવા ન બને તેટલા માટે સૂર્યની ગતિને રોકી રાખી. દેવીઓએ ભક્તજનોના રક્ષણ માટે રાક્ષસોનાં સૈન્યોને અનેક વાર રોળી નાખ્યાં છે. આમાંની કોઇ એકના જેવું મદાલસાથી ન થવાય તો પણ, ઋતુધ્વજ મદાલસાને કહે છે કે તું અલર્કની માતા તરીકે તેને, મિથિલેશ જનકવિદેહીની માફક આ રાજ્યનો ભોક્તા બને અને પોતાના શુદ્ધ ચારિત્રથી પ્રજાને આદર્શરૂપ થાય તેવો બનાવ.

શ્લો. ૩૩૫. ઇન્દ્રિયોથી પર (ગોપરે) વસતાં હોય એવાં મર્ત્ય પણ અત્રે છે કે જે સંસારની દારુણ અને વિંધ્યાચળની વૃદ્ધિ જેવી

વિપત્તિને પણ (સ્વજીવન)નાં સત્કાર્યોથી જીતી લે છે. નિરાલમ્બ (બહારના આધાર વગરની) ચતુર અને સદ્ભાવનાના શરીર જેવી કોઇ વ્યક્તિ પ્રાપ્ત થાય છે તો તેના નામની પણ શક્તિ ચિત્તની અઘરાજીને (પાપોના સમૂહને) બાળી નાખે છે—બાળી નાખવા માટે ભાવનાનું મંથન ચાલુ જ રાખે છે. આમાં 'ચક્રબંધ' નામનું વિશેષ ચિત્ર છે.



*———

નં. ૧, ૨, ૩ના વ્યાસથી શ્લોકની ત્રણ પંક્તિ શરૂ થઈ ત્રીજી પંક્તિ પાંચમા અંકના 'ના' અક્ષરે પૂરી થાય છે ત્યાંથી જ ચોથી પંક્તિ શરૂ થઇ વર્તુળમાં ફરતાં તેજ અક્ષરે પૂરી થાય છે.

શ્લો. ૩૩૬. મદાલસા છેવટે અલર્ક રાજ્યગાદી સ્વીકારશે તેમ કહે છે. રાજા તરીકે ? ના. તે તો રાજર્ષિ થશે. નિષ્કામ કાર્ય, સજ્જનો અને ઈષ્ટની ભક્તિ એ ત્રણેથી મન શુદ્ધ થતાં આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. યોગ્ય સમયે અલર્કના હૃદયમાં આ જ્ઞાન સ્ફુરશે તેમ રાજ્ય પણ કરશે.

શ્લો. ૩૩૭. યાજ્ઞવલ્કયથી જેમ જનકને આત્મજ્ઞાન થયું હતું તેમ મહાભાગ અત્રિઋષિના પુત્ર ભગવાન દત્તાત્રેયથી અલર્કને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે.

શ્લો. ૩૩૮. "હું હારી અને તમે જીત્યા" એમ કહી મદાલસા ઋતુધ્વજને કહે છે કે હવે કંઇ આજ્ઞા હોય તો કહી દો ? આ તમારા હાથમાં દબાએલો મારો હાથ ખરેખર પીડાય છે માટે છોડી દો.

શ્લો. ૩૩૯. ગૃહકલેશના અગ્નિથી બળી રહેલા શિવ પાર્વતીનો ત્યાગ તથા બાહ્ય જગતનું વિસ્મરણ કરી સમાધિષ્ઠ બને છે. ઋતુધ્વજ કહે છે કે પોતે શિવની સેવા કરી સમાધિ ગ્રહણ કરવાની રીત જાણી નથી. તે છતાં પણ જેમ શિવ, પાર્વતીનો ત્યાગ કરી સમાધિષ્ઠ બને છે તેમ પોતે મદાલસાનો સંગ ત્યજી હવે નિદ્રારૂપી સમાધિ ચાહે છે.

શ્લો. ૩૪૦. પુણ્ય જાતેજ જાણે કે પતિપત્નીનું રૂપ ધારણ કરી કૌતુકથી અવતર્યું ન હોય ! એટલે કે મદાલસા અને ઋતુધ્વજ એ પુણ્યસમુદાયના જ બે વિભાગો છે. અથવા તે બંને જાણે કે સંસારનો રસ અનુભવી રહેલાં શંકરપાર્વતી જેવાં છે. એક બીજાનો હાથ ગ્રહણ કરી મહેલમાં જતાં તે બંને ચંદ્ર તરફ જુએ છે અને ચંદ્ર પણ જાણે કે તેમને આદર આપતો હોય તેમ તેમના ચરણમાં પોતાની ચાંદની બિછાવી, પોતાનાં કિરણોથી તેમને નમસ્કાર કરે છે.

●

# શબ્દકોષ



**અટવી**–જંગલ
અનુશાસક–અનુશાસન કરનાર
અભિમંત્રણ-મંત્રથી પવિત્ર કરવું તે
અર્ઘ્ય–પૂજા; સન્માન
અર્ભક–બાળક
આક્રોશ–આક્રંદ; રુદન
**આવૃત**–આવરેલું; ઢાંકેલું; વ્યાપ્ત
આહવ–યજ્ઞ
ઇંગિતજ્ઞા–મનોગત જાણી શકનારી
ઇંદ્રાયુધ–ઇંદ્રનું હથિયાર; વજ્ર; વીજળી
ઉદ્‌ગીતિ–સામવેદની ઋચાઓ બોલાવી તે
ઉદ્‌ગીથ–એક પ્રકારનું સામગાન; ઓમ્‌કાર
ઉર્ણનાભ–કરોળિયો
ઉલ્લોલ–રમતિયાળ; લહેરી
ઋત્વિજ–યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ;
ઔદાર્ય–ઉદારતા
કલ્ક–પાપ; દંભ; છેતરપિંડી
કંદુક–રમવાનો દડો
કાર્મુક–ધનુષ્ય
કુલિશ–વજ્ર
કૂટસ્થ–પરમાત્મા; સર્વકાળે એકરૂપે રહેનારૂં
કુંજ–ઝાડ અથવા વેલાનાં પાંદડાંથી થએલી ઘટા; લતામંડપ
કુંદ–એક જાતનો મોગરો; એનું ફૂલ
કેશિની–સુંદર લાંબા કેશવાળી સ્ત્રી;
ગંધવાહ–વાયુ
ઘોષ–અવાજ
**ચિદ્વિલાસ**–જ્ઞાનમાંજ વિલાસ છે જેનો એવું;
ચિત્શક્તિ–ચૈતન્ય; પરબ્રહ્મ
ડૂંખ–કૂંપળ; આગળ પડતો ભાગ
તન્વી–નાજુક સુકુમાર સ્ત્રી
દિગંત–દિશાનો અંત

દુર્ધર્ષ–મુશ્કેલીથી પાર પડે એવું
દુકૂલ–બારીક રેશમી વસ્ત્ર
નલિની–કમળનો છોડ (૨) કમળનો સમૂહ (૩) કમળવાળું તળાવ
નાદબ્રહ્મ–નાદરૂપી પરમાત્મા
નિનાદ–અવાજ
નિસ્પંદ–સ્થિર
નિર્ઝર–ઝરો; ધોધ
પ્રશ્યંતી–વાણીનું દ્વિતીય સ્વરૂપ જેમાંથી વર્ણ પ્રકટે છે.
પંચાગ્નિ–ગાર્હપત્ય, આવહનીય, દક્ષિણ, સભ્ય, અને આવસથ્ય એ પાંચ અગ્નિ
પુષ્કરિણી–તળાવડી; કમળની વેલ
પૂજાર્હ–પૂજ્ય
પ્રતિભા–કાંતિ, તેજ. કલ્પના, સર્જન
પ્રભવ–ઉત્પત્તિ; જન્મ
પ્રસૂન–કળી (૨) ફૂલ (૩) ફળ
ભૂમા–અનંતતા; વિશાળતા
ભૂષા–ભૂષણ; શોભા; ઘરેણું
મધુપ–ભમરો (૨) મધમાખ
માલિન્ય–મલિનતા
રશ્મિ–રાશ; દોર (૨) કિરણ
રુચિર–સુંદર; મનોહર
લઘૂકરણ–હલકું પાડવું તે (૨) ઓછું કે ટૂંકું કરવું તે
લલામ–સુન્દર; રમણીય
લાસ્ય–સંગીત સાથેનું નૃત્ય
લિપ્સા–મેળવવાની ઇચ્છા; લાલસા
લોલ–ચંચળ (૨) સુંદર (૩) આતુર
વરાંગી–સુંદર અંગવાળી સ્ત્રી
વષટ્કાર–દેવને આહુતિ આપતી વખતે વષટ્ એમ બોલવું તે
વીથિ–માર્ગ
શુચિ–પવિત્ર
શ્યેન–બાજ
સપ્તસ્વર–અવાજ; સ્વર સંગીતના સા, રે, ગ, મ, પ, ધ, નિ
સમાહિત–શાન્ત; સ્થિતપ્રજ્ઞ; એકાગ્ર
સામગાન–વેદના મંત્રો ગાવા તે
સ્વાહા–અગ્નિમાં આહુતિ આપતાં બોલાતો શબ્દ (૨) અગ્નિની સ્ત્રી
સ્રોત–ઝરો; ઝરણ; પ્રવાહ

## • તપોવન •

### • બે ખંડ કાવ્યો •

"...બે સુદીર્ઘ ખંડ કાવ્યો આ પુસ્તિકામાં સ્થાન પામ્યાં છે. સાવિત્રી અને યમની સુવિખ્યાત વાર્તા પહેલામાં અને શીખગુરુઓનું ભાવના સાટે ભવ્ય આત્મબલિદાન બીજામાં કાવ્યવસ્તુ છે. પણ વાર્તાને કાવ્યમાં વણવી એટલો જ લેખકનો હેતુ નથી. વાર્તાતત્ત્વની પાછળ રહસ્ય વણી તેને વ્યક્ત કરવું, કવિતાવાણીમાં વ્યક્ત કરવું એ જ એમનો આશય છે. એ આશયને લીધે કાવ્યોમાં ઘેરું ચિન્તન અને આર્યધર્મની ભાવના ઉતર્યાં છે ને છતાંય કવિતાવાણી એમના ભાર નીચે દબાઈ જતી નથી એવી તે સુશ્લિષ્ટ ને સુકોમળ છે...."

['પ્રજાબન્ધુ', ૧૮ સપ્ટેમ્બર '૩૮]



**TAPOVAN** : By Govind H. Patel. Printed at Vakil Brothers Printing Press, Baroda. Illustrated. Paper-Cover. Pp. 110. Price annas twelve (1937).

"This small book contains two very good peoms—Tapovan and Yajna Shikha—with explanatory notes and appreciatory prefaces. The first poem describes in feeling language the story of Savitri and Yama and the second the heroic sacrifice and martyrdom of the Sikh Gurus. Both incidents lend themselves to suitable treatment by poets and Mr. Patel has done ample justice to them. They sustain the reputation of Mr. Patel as a writer of great promise."

['Modern Review' Nov. '38] —**K. M. J.**